પ્રકાશન નં. ૦૯

મુસ્લિમ સમાજમાં વિવિધ રીતે પ્રસરેલી - વ્યાપેલી મ્યૂઝિકના શોખની બીમારીને દૂર કરવા માટે બેહતરીન ઈલાજ રજૂ કરતી અનોખી અને સંશોધનાત્મક કિતાબ

# મ્યૂઝિકની દુનિયા પર એક નજર




અનુવાદ અને સંપાદન :

(મુફ્તી) મુહમ્મદ સઈદ મવ. મૂસા આછોદી



પ્રકાશક

જામિઅહ તજવીદુલ કુર્આન, બચ્ચોંકા ઘર

મુ. પો. સોજીત્રા–૩૮૭ ૨૪૦

જિ. આણંદ (ગુજરાત–ઈન્ડિયા)

મોબા. ૦૯૯૯૮૭૯૨૬૬૫

પ્રકાશન નં. ૦૯

# મ્યૂઝિકની દુનિયા પર એક નજર




સંપાદક

✍ મુફતી મુહમ્મદ સઈદ મવ. મૂસા આછોદી

ફાઝિલ : દારુલ ઉલૂમ - ભરૂચ, કંથારીઆ


---


પ્રકાશક

જામિઅહ તજવીદુલ કુર્આન, બચ્ચોંકા ઘર

મુ. પો. સોજીત્રા-૩૮૭ ૨૪૦

જિ. આણંદ (ગુજરાત-ઈન્ડિયા)

મોબા. ૦૯૯૯૮૭૯૨૬૬૫

કિતાબનું નામ : મ્યૂઝિકની દુનિયા પર એક નજર

સંપાદક : મુફ્તી મુ. સઈદ મવ. મૂસા આછોદી

પ્રકાશન નં. : ૦૯

આવૃત્તિ : પહેલી

પ્રત : ૨૦૦૦

પ્રકાશન વર્ષ: ૧૪૩૨ / ૨૦૧૧

મૂલ્ય : અમલ



**પ્રકાશક**

જામિઅહ તજવીદુલ કુર્આન, બચ્ચોંકા ઘર
મુ. પો. સોજીત્રા-૩૮૭ ૨૪૦
જિ. આણંદ (ગુજરાત-ઈન્ડિયા)
મોબા. ૦૯૯૯૮૭૯૨૬૬૫

# અનુક્રમણિકા





بسم الله الرحمن الرحيم

# બે બોલ

**અલ્હમ્દુ લિલ્લાહિ કફા વ સલામુન અલા ઈબાદિહિલ્લઝીનસ્તફા, અમ્મા' બાદ !**

કોઈ સખત બીમારીનો સૌથી સંગીન (મજબૂત) દરજ્જો તે હોય છે, જ્યારે બીમાર તેને બીમારી કબૂલ કરવાથી ઈનકાર કરી દે અથવા બીમારી હોવાનો એહસાસ તેના દિલથી ખતમ થઈ જાય. આ સામાન્ય નિયમ શારીરિક (જિસ્માની) બીમારીઓના વિશે જેટલો દુરુસ્ત છે, રૂહાની (આધ્યાત્મિક) બીમારીઓ યા ગુનાહોના બારામાં પણ તેટલો જ દુરુસ્ત અને સાચો છે. આપણા સમાજમાં ઘણી બધી એવી બુરાઈઓએ રિવાજ પામ્યો છે કે, ઘરે-ઘરે તેનું ચલણ જોઈ હવે દિલોથી તેની બુરાઈ હોવાનો એહસાસ પણ ખતમ થઈ ગયો અને

અફસોસની વાત આ છે કે સમાજના દીની રેહનુમા પણ થાકી–પાકી તેના વિશે કહેવાનું છોડતા જઈ રહયા છે. કહેવું પણ કોને ? જ્યારે કે મુહબ્બતે રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના દાવેદારો અને પોતાને મુહિબ્બીન કહેનારાઓ જ બારમી રબીઉલ અવ્વલના દિવસે ડી. જે. સાથે જુલૂસમાં શરીક થનારા મૌલ્વી સાહેબો જ જીવલેણ બીમારીમાં સપડાયેલ હોય, તો પછી સામાન્ય મુસ્લિમોથી શી ઉમ્મીદ રાખી શકાય ? (ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન. અલ્લાહ તઆલા હર કોઈને સાચી સમજ આપે, આમીન).

આ જ બુરાઈઓમાંથી એક બુરાઈ મૂસીકી (મ્યૂઝિક–સંગીત)નો આમ વપરાશ છે, જેના અવાજોથી આજે કાનોને બચાવવા મુશ્કેલ થઈ ગયા છે. એક જમાનો હતો કે જે માણસ ગાયનોનો ધંધો અખ્તયાર કરતો તે "મીરાષી" કહેવાતો અને સમાજમાં તેને કોઈ ઈઝઝત ન મળતી; પરંતુ આજે આ ધંધાને પસંદ કરાવનારને "કલા/કળાકાર" કહેવાય છે અને દોલત, ખ્યાતિની ઉચ્ચ શિખરો સુધી પહોંચાડાય છે. એક સમય હતો કે જો કોઈ મુસ્લિમ સંગીતનો શોખીન હોતો, તો તે છુપાઈ છુપાઈને પોતાનો શોખ પૂરો કરતો અને ક્યારેક તેના દિલમાં નદામતનો એહસાસ પણ પેદા થતો; પરંતુ હવે પોતાના આ "શોખ" પર નદામત–શરમિંદગી તો શું થતી ? ઊલટું, ફખ્ર મહસૂસ કરાય છે.



ગઈકાલની જ વાત છે, જ્યારે કોઈ ગેર મુસ્લિમની તરફથી મસ્જિદ પાસે ભૂલથી બેન્ડવાજા અને સંગીતના સાધનોની વપરાશ થઈ જતો, તો મુસલમાનો તેને મસ્જિદની પવિત્રતા પર હુમલો કરાર દેતા અને આવું કરનારાઓને પડકારતા, ત્યાં સુધી કે પોતાના જાનની બાજી લગાડવામાં પણ પીછેહઠ ન કરતા; પરંતુ અફસોસ સદ અફસોસ ! આજે તે જ મુસલમાનો યા તેમની ઔલાદ નમાઝના સમયે મસ્જિદની સામે અશ્લીલ–ફહશ ગાયનો વગાડે છે, બલકે આનાથી બે કદમ વધીને મસ્જિદમાં ચાલુ નમાઝે મોબાઈલના રિંગટોનમાં નિર્લજ્જ અને અશ્લીલ ગાયનો વાગતા થઈ ગયાં અને શયતાન અને તેના ચેલાઓ અંદર–અંદર હસતા થઈ ગયા કે આ તે કેવો મુસ્લિમ ?

દીની અને અખ્લાકી પડતીના આ દૌરમાં એક પાર્ટી લગાતાર આ ઉદાસ મનોવૃત્તિના પ્રચાર–પ્રસારમાં વ્યસ્ત છે કે, સમાજમાં જે બુરાઈ પણ વધુ વેગવંત અને રિવાજ પકડતી હોય તેને હલાલ કરવામાં આવે. એવું સમજો કે જે બીમારી ફેલાય જઈને પ્લેગની શકલ અખ્તયાર કરી લે, તેને બીમારી માનવાથી જ ઈનકાર કરી દો અને દિલના અવાજ જે ક્યારેક ઊભરી મોજશોખમાં નડતરરૂપ બનતો હોય, તેને જુઠા દિલાસાની ટપલીઓથી સુવડાવી આપો.





જમાનાના ઊલટા પ્રવાહમાં વહેતી બનાવટી સમજૂતીઓ વડે તેને સાચી બતાવવાનું અમલીરૂપ મૂસીકીના બારામાં પણ અખ્તયાર કરવામાં આવ્યું અને ઘણાં જારશોરથી મશ્વેરો અપાય છે કે સંગીતનો અવાજ ઘરે ઘરે પહોંચી ચૂક્યો છે, એટલા માટે હવે તેના જાઈઝ હોવાના ફતાવા અસ્વીકૃત ગણવામાં આવે અને તેને હલાલ–તય્યિબ કરાર દેવામાં આવે. અમુક લોકો નાજાઈઝ કહેનારી જમાઅતને "તંગ–નઝર" કહેવાથી પણ અચકાતા નથી કે વીસમી સદીના આ દૌરમાં તેઓ મ્યૂઝિકને જાઈઝ કહેવા તૈયાર કેમ નથી થતી ?

આ "દૂરંદેશ–દૂરદર્શી" બુદ્ધિશાળીઓએ કદાચ આ વિચારવાની તકલીફ લીધી નહિ હોય કે, જો કોઈ વસ્તુના આમ રિવાજથી પ્રભાવિત થઈ તેને દુરુસ્ત સ્વીકારવાનો આ સિલસિલો શરૂથી જારી હોત તો આજે દુનિયા અંબિયાઅ્ (અલયહિમુસ્સલામ)ની પાકીઝહ તા'લીમાતથી બિલકુલ વંચિત હોત. અંબિયાઅ્ (અલૈ.) તો મબ્ઊસ જ એવા મોકાઓ પર થયા છે, જ્યારે બુરાઈઓના રિવાજ વધીને દેખાવમાં નાકાબિલે ઈલાજ (અસાધ્ય) જણાતો; પરંતુ તેઓએ આમ રિવાજની સામે હથિયાર મૂકવાને બદલે મજબૂત ઈરાદા અને સતત કાવિશો–કોશિશોથી વખતના ઊલટા પ્રવાહને સીધા પ્રવાહમાં ફેરવ્યો અને જીવનના અંતિમ શ્વાસ સુધી બાતિલ સાથે સમજૂતી ન કરી.





આજે આપણા સમાજમાં ગાયનો સાંભળવાનો-સંભળાવવાનો ઘણો રિવાજ થઈ ચૂક્યો છે. ઘર-ઘર, ગલી-ગલી, શેરી-શેરી અને બજાર ફિલ્મી ગાયનો અને મ્યૂઝિકથી ગુંજે છે. ટી.વી., વી.સી.આર., ડિશ એન્ટેના અને ચેનલોએ તેના અવાજને ઉચ્ચ શિખરો પર પહોંચાડયો છે. અમુક મુસ્લિમો શાદીના પ્રસંગે ગાયનોનો અવાજ બુલંદ કરી પૂરા મહોલ્લાને, બલકે આખા ઈલાકાવાળાઓને ફિલ્મી ગાયનો, મ્યૂઝિક અને મૂસીકી સંભળાવે છે, ભલેને તે સમયે કોઈ નમાઝ પઢી રહયો હોય યા કુર્આને કરીમની તિલાવત કરી રહયો હોય યા ઝિક્રમાં મશગૂલ હોય યા અભ્યાસમાં વ્યસ્ત હોય અથવા તો આરામ કરતો હોય; પરંતુ આ બદદીન લોકો મહોલ્લાના રહેવાસીઓને એક-એક ગાયન કરાવવા ચાહે છે.

ગાયનોની કેસેટોનો કારોબાર કરનારાઓ અને અમુક તાજિર અને હાટેલવાળાઓ પોતાની દુકાનો પર બુલંદ અવાજથી ગાયનો ચાલુ રાખે છે. આવી જ રીતે વેગન અને બસ-રિક્ષાચાલકો પણ સફર દરમિયાન ગાયનો સંભળાવવાનો સિલસિલો ચાલુ રાખે છે. વિમાન મથકોમાં પણ ધીમા અવાજે સંગીત-મ્યૂઝિક સંભળાવાય છે.

બંદાની મુદતથી તમન્ના હતી કે સંગીતના વિષય પર ગુજરાતી ભાષામાં કોઈ કિતાબ હોવી જોઈએ. જો કે સંગીતના





વિષયમાં દારુલ ઉલૂમ દેવબંદની માય–એ–નાઝ વિભૂતિ અને મુફતી–એ–આ'ઝમ પાકિસ્તાન, દારુલ ઉલૂમ–કરાચીના સ્થાપક, હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ સાહેબ (રહ.)ની અરબી ભાષામાં એક કિતાબ **"કશ્ફુલ ઈના અન્ વશ્ફિલ્ ગિનાઅ્"**નો ઉર્દૂ ભાષામાં સુંદર અને બેહતરીન તરજુમો "ઈસ્લામ ઔર મૂસીકી"ના નામે હઝરત મવલાના અબ્દુલ મુઈઝ્ સાહેબે કર્યો અને જગા–જગાએ સ્પષ્ટીકરણ પણ કર્યું છે અને મૂસીકીના જાઈઝ હોવાના સંદર્ભે જે પ્રશ્નો ઉદ્ભવ્યા છે તેના કાફી અને શાફી જવાબ આપ્યા છે. આમ, ઉર્દૂ ભાષામાં સંગીત વિશે આ એક બેમિસાલ કિતાબ છે. આવી સર્વગ્રાહી અને દલીલબદ્ધ કિતાબ મારી નજરથી ગુજરી નથી. જે માણસે ગાયન અને સંગીત વિશે વિગતવાર અને દલીલબદ્ધ બહસોનું વાંચન કરવું હોય તો "ઈસ્લામ ઔર મૂસીકી"નું વાંચન કરે.

બંદાએ મહસૂસ કર્યું કે એક જ બેઠકમાં હરેક શખ્સ ગાયન–સંગીતના બારામાં આકાએ નામદાર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના કથનો અને ઈર્શાદો પઢી શકે અને તેને ગુનાહ હોવાનું સમજી લે અને ગુનાહિત કૃત્યથી બચી શકે, એટલે ગુજરાતી ભાષામાં "ઈસ્લામ ઓર મૂસીકી, ખુત્બાતે ઝુલ ફકારઃ ભાગ–૧૨, હયા ઔર પાકદામની" લેખક : મવલાના પીર ઝુલ ફકાર સા. નકશબંદી (દા.બ.) અને ઈસ્લાહી બયાનાત વ રસાઈલ : ભાગ–૨ લેખક :





મવલાના મુફતી અબ્દુર્રઉફ સા. સખ્ખરવી (દા. બ.) વગેરે ઉર્દૂ કિતાબોનો આશરો લઈ આ એક નાનકડી કિતાબ ગુર્જર મુસ્લિમોની સેવામાં મૂકતાં આનંદની લાગણીઓ અનુભવું છું. અલ્લાહ તઆલા મારી આ નજીવી કાવિશો–કોશિશને શર્ફે કબૂલિયતથી સરફરાઝ ફરમાવે, આમીન !

(મુફતી) મુહમ્મદ સઈદ મવ. મૂસા આછોદી

*(ઉફિ–ય અન્હુ વ અન વાલિદયૂહિ)*

ફાઝિલ : દારુલ ઉલૂમ ભરૂચ–કંથારીઆ

મુદર્રિસ : જામિઅહ તજવીદુલ કુર્આન, સોજીત્રા

*૨–રજબ ૧૪૩૨, ૫–જુલાઈ ૨૦૧૧*







## અભિપ્રાય

**મુહક્કિકે ગુજરાત, ઉસ્તાઝુલ અઝાતિઝહ હઝરત મવલાના મુફ્તી ઇસ્માઈલ સાહેબ ભડકોદ્રવી (દા.બ.)**

**શયખુલ હદીસ : જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર**

**સદર મુફ્તી : દારુલ ઉલૂમ, ભરૂચ-કંથારીઆ**

**લેખક : ઝુબ્દતુલ ફતાવા-ગુજરાતી**

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ**

*હામિદંવ્ વ મુસલ્લિયા........*

બધા વખાણો અલ્લાહ પાકના જેણે માનવીને જબાન અને કાન જેવી બોલવાની અને સાંભળવાની અમૂલ્ય નેઅમતો અતા ફરમાવી અને સલાતો-સલામ અંતિમ નબી હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને આપના સહાબા (રદિ.) પર, કે જેઓએ સમગ્ર માનવ સમાજને અમૂલ્ય અંગોના ઉપયોગની તા'લીમ અતા ફરમાવી.

મુસ્લિમ સમાજમાં વ્યાપક બનેલી અનેક બુરાઈઓમાંથી



એક બુરાઈ મ્યૂઝિક છે કે, ગાયનો–કવ્વાલીનો તો તે અતૂટ અંગ બની ગયો છે, પરંતુ મોબાઈલ ફોન, મોટર ગાડી, કાલવેલ જેવી રોજીંદા વપરાશની વસ્તુઓ પણ તેનાથી સુરક્ષિત રહેવા પામી નથી અને વધુ અફસોસની વાત એ છે કે તેની બુરાઈનો અફસોસ પણ દિલોથી રુખસત થઈ ચૂક્યો છે. હાલાં કે કુર્આન–હદીસથી તેની મનાઈ, બુરાઈ અને તેના નુકસાનો પણ સાફ શબ્દોમાં સાબિત છે. પ્રસ્તુત કિતાબમાં તેનો વિશદ્ અને સવિસ્તર ઉલ્લેખ કરાયો જ છે, જેથી એને ટાંકવાની ઝાઝી જરૂર જણાતી નથી.

અલ્લાહ તઆલા જઝાએ ખૈર અતા ફરમાવે મુહતરમ મુફતી મુહમ્મદ સઈદ સાહેબ આછોદી (સલ્લમહુ)ને કે ઘણી જહમત ઉઠાવી આ વિશે એક કિતાબ લખી ગુજરાતી મુસ્લિમોને મજકૂર કામની બુરાઈથી માહિતગાર કર્યા.

અલ્લાહ તઆલા તેને વાંચવાની અને મ્યૂઝિકની બુરાઈથી વાકિફ થઈ તેનાથી બચવાની નેક તવફીક અતા ફરમાવે, આમીન !!!

અહકર : **(મુફતી) ઇસ્માઈલ ઈબ્રાહીમ ભડકોદ્રવી**
(ગુફિર લહૂ)

*૬, રજબુલ મુરજ્જબ ૧૪૩૨*

*તા. ૯–૬–૨૦૧૧*



# અભિપ્રાય

**જામિઉલ મા'કૂલ વલ્ મન્કૂલ હઝરત મવલાના મુફ્તી અબ્દુલ્લાહ સા. રવીદ્રવી (દા. બ.)**

મુહતમિમ : જામિઅહ મઝહરે સઆદત, હાંસોટ

**બિસ્મિહી તઆલા**

**અલ્હમ્દુ લિલ્લાહિ વ-કફા વ-સલામુન અલા ઈબાદિહિલ્લઝીનસ્તફા.**

અમ્મા બાદ ! ઈસ્લામ એક સર્વ વ્યાપી, સર્વગ્રાહી અને સંપૂર્ણ મઝહબ છે. તેના તમામ આદેશો સ્વભાવિક છે. દીને ઈસ્લામે જીવનના દરેક ક્ષેત્રમાં સચોટ માર્ગદર્શન આપ્યા છે. દીને ઈસ્લામે પોતાના અનુયાયીઓને તદન આઝાદ નથી છોડયા, બલકે જિંદગીના દરેક ક્ષેત્રે ઉત્તમ માર્ગદર્શન આપ્યું છે. જેના અનુસરણથી એક મુસ્લિમ સન્માનિત અને સુસંસ્કૃત જીવન પસાર કરી દુનિયાની સર્વ સુખ-શાંતિ પ્રાપ્ત કરી લે છે અને આખિરતની અપાર અને અમર ખુશીઓનો લાયક બને છે.



પરંતુ શરમ–હયાથી વંચિત પશ્ચિમી સભ્યતાનું અનુકરણ ઉમ્મે મુસ્લિમહને દિન–પ્રતિદિન અમલી ધોરણે પડતીમાં ધકેલી રહયું છે. જેમ કે પ્રર્વતમાનમાં ગીત–સંગીતનો રિવાજ ઉમ્મતમાં ભારે વિનાશકતા સર્જી રહયો છે. જ્યારે કે કુર્આને મજીદ અને હદીષ શરીફમાં ગીત અને સંગીતનો હરામ હોવા પર સ્પષ્ટ દલીલોનો ઉલ્લેખ છે.

અલ્લાહ તઆલાનો ઈરશાદ છે : **"અ–ફમિન્ હાઝલ્ હદીસિ તઅ્જબૂ–ન વ તઝ્હકૂ–ન વલા તબ્કૂ–ન વ અન્તૂમ્ સામિદૂ–ન".** (પારહ ૨૭, સૂ. નજ્મ)

અર્થ : શું તમને અલ્લાહ તઆલાની કિતાબ પ્રત્યે નવાઈ લાગે છે અને વળી આ વિશે હંસી–મજાક કરો છો ? (તમારે તો આ વાત પર બારગાહે ઈલાહીમાં તૌબા કરવી જોઈએ) તમને રડવું પણ નથી આવતું ? અને તમે વ્યભિચારિક બનો છો ? (એટલે ગીત–સંગીત, મ્યૂઝિક વગાડો છો ?)

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)ના કથન મુજબ "સામિદૂન" યમની ભાષામાં ગીત–સંગીતને કહે છે. તફસીરે કુર્તુબી, રૂહુલ મઆની, ઈબ્ને કષીર, મઆરિફુલ કુર્આન વગેરેમાં "સામિદૂન"નો ભાવાર્થ ગીત–સંગીત જણાવ્યો છે.

*(તફસીરે કુર્તુબી, ૧૭/૧૨૩, રૂહુલ મઆની, ૨૭/૭૨, મઆરિફુલ કુર્આન : ૮/૨૨૨)*

હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો



ઈરશાદ છે : તબલા, ઢોલ, સારંગી, દારૂ, વાજિંત્ર અને વાંસળી હરામ છે. (બયહકી) બીજી હદીસ શરીફમાં છે કે, તે ઘરમાં ફરિશ્તાઓ દાખલ થતા નથી, જ્યાં ગીત–સંગીત વાગતું હોય. (અબૂ દાવૂદ)

ઐતિહાસિક રીતે ઉમ્મતના પતનની શરૂઆત મ્યૂઝિકથી થઈ છે. જ્યારે કૌમ વિજયી અને શાસક બને છે ત્યારે તેમના હાથોમાં ચળકતી તલવારો હોય છે અને જ્યારે કૌમ પડતીના મુખે હોય છે ત્યારે તેમના હાથોમાં ઢોલક, સારંગી, વાજિંત્ર તથા સંગીત વગાડવાના અન્ય સાધનો જેવા કે મોબાઈલ, રેડિયો, ટેપ વગેરે હોય છે. હાલમાં સૌથી ખતરનાક અને વિનાશ નોતરનારા સાધનોમાં મ્યૂઝિક મોખરે છે. ઉલમાએ ઉમ્મત તેના હરામ અને હાનિકારક હોવા પર લખતા આવ્યા છે, પરંતુ તે સર્વ લેખન અરબી અને ઉર્દૂ ભાષામાં હોવાથી પ્રત્યેક વ્યક્તિ લાભ ઉઠાવી શકતી નથી. માટે ગુજરાતી ભાષામાં લેખનની આવશ્યક્તા ટાંકી હઝરત મવલાના મૂસા સાહબ આછોદી (દા.બ.)ના નેક ફરઝંદ મવલાના મુફતી મુહમ્મદ સઈદ સા. (ઝી. ઈ.)એ કલમ ઉઠાવી.

ઘણી વ્યસ્તતા હોવા છતાં બંદાએ આ બેનમૂન કિતાબનો શરૂથી અંત સુધી અભ્યાસ કર્યો. માશાઅલ્લાહુ તઆલા સંપાદક સાહેબે વિષયને લગતા સમગ્ર સંદર્ભો સુંદર રીતે રજૂ કર્યા છે અને દરેક વાતને હવાલાથી શણગારી છે. ભાષામાં સરળતા અને શુદ્ધતા છે. જાણે કે સાગરને ગાગરમાં ભરી





દીધો.

અલ્લાહ તબારક વ તઆલા સંપાદકની અન્ય કિતાબોની જેમ આ પુસ્તકને પણ મકબૂલ બનાવે અને દીની માર્ગદર્શનના વધુ પ્રયાસો માટે તેમને કબૂલ ફરમાવી અજરે જઝીલ અતા ફરમાવે, આમીન....

*વસ્સલામ,*

(મુફતી) અબ્દુલ્લાહ સાહબ મઝાહિરી

૬, જમા. આખર-૧૪૩૨

તા. ૧૦/૦૫/૨૦૧૧





بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# અભિપ્રાય

**હઝરત મવલાના મુફ્તી અહમદ સાહેબ દેવલ્વી**

**મુહતમિમ : જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર**

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ**

મુસલમાનો માટે આદર્શ જીવનનો નમૂનો પૂરો પાડનાર અને ઈસ્લામી જીવનપદ્ધતિનું માર્ગદર્શન આપનાર અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને સહાબએ કિરામ (રદિ.)ના જીવનને જોઈએ છીએ તો આટલી વાત સ્પષ્ટરૂપે જણાય છે કે, એમણે સંગીત, મ્યૂઝિક, ડાન્સ અને એના જેવી બીજી વસ્તુઓને કદી પણ પોતાના જીવનનો અંશ કે શોખનું સાધન કે ધાર્મિક અવસરોએ ઉપયોગવાની બાબત સમજી નથી.



આ જ પ્રમાણે કુર્આને કરીમમાં પણ એવી કોઈ દલીલ કે આધાર નથી કે આવી વસ્તુઓને ઈસ્લામી તો શું ? જાઈઝ કહી શકાય ?

પરંતુ અફસોસની વાત એ છે કે, આજે અમુક લોકો સંગીત, મ્યૂઝિક વગેરેને ઈસ્લામથી પુરવાર બાબત ગણાવે છે. તો ઘણા એને ઈસ્લામી નથી બતાવતા, પણ નાજાઈઝ પણ નથી કહેતા, બલકે એને જાઈઝ ઠેરવવા માટે દલીલો આપે છે.

સીરતની કિતાબોમાં નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સાથે ઘટેલ બે ઘટનાઓનો ઉલ્લેખ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતે ફરમાવે છે :

જાહિલિયતના લોકો જે વાતોનો એહતિમામ કરતાં હતા, બધું જોવાનો બે વાર મેં ઈરાદો કર્યો, પરંતુ બન્ને વાર અલ્લાહ તઆલાએ મને એનાથી બચાવી લીધો.

પહેલી વાર, જ્યારે હું મક્કામાં એક કુરૈશી નવયુવાન સાથે બકરીઓ ચરાવતો હતો, તો એક દિવસ મેં એને કહયું : આજે રાતે તમે બકરીઓની નિગરાની કરજો, હું મક્કામાં યુવાનોની મહેફિલમાં શરીક થઈશ. હું આમ નક્કી કરીને મક્કા આવવા નીકળ્યો, મક્કાના પ્રથમ ઘર પાસે જ પહોંચ્યો હતો કે એટલામાં મેં ગીત અને વાંસળીઓની અવાજ સાંભળી. મેં પૂછયું : આ શું છે ? લોકોએ બતાવ્યું : ફલાણી ઓરતની





શાદી છે. હું એ સાંભળવા બેસી ગયો, પરંતુ અલ્લાહ તઆલાએ મારા કાન બંધ કરી દીધા અને ઊંઘ એવી આવી કે સવાર થઈ ગઈ. સવારે સૂર્યની ગરમીથી મારી આંખો ખુલી અને હું મારા કુરૈશી દોસ્ત પાસે પાછો આવી ગયો.

બીજી વાર, હું મક્કા આવ્યો અને પહેલી વારની જેમ જ મારા ઉપર ઊંઘ સવાર થઈ ગઈ અને સવારે સૂર્યની ગરમીથી મારી આંખો ખુલી અને હું મારા કુરૈશી દોસ્ત પાસે જંગલમાં પાછો આવી ગયો. અલ્લાહની કસમ ! ત્યાર પછી મેં નુબુવ્વત મળતાં સુધી જાહિલિયતકાળની બાબતોની કલ્પના પણ નથી કરી. *(સહીહ ઇબ્ને હિબ્બાન, દલાઈલુન્નુબુવ્વહ)*

આ કિસ્સામાં નુબુવ્વત પહેલાં અલ્લાહ તઆલાએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને વાંસળી અને ગાયનોથી મહફૂઝ રાખવાનો ઉલ્લેખ છે અને સાથે જ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું આ ફરમાન પણ છે કે, નુબુવ્વત પહેલાં તો અલ્લાહના ફઝલથી મહફૂઝ રહયો, નુબુવ્વત પછી તો આ બધી વાતોનો સવાલ જ ન હતો.

ઉર્દૂ અને અરબીમાં મ્યૂઝિક વિશે ઘણું બધું લખાણ મળી આવે છે, જેમાં એના નાજાઇઝ અને નુકસાનકારક, ઈમાનઘાતક હોવાનું વર્ણન કરવામાં આવ્યું છે, પરંતુ ગુજરાતીમાં અન્ય વિષયોની જેમ આ વિષયે પણ હજુ ખાસ લખાયું નથી, વિવિધ સામયિકોમાં જે લેખો છપાયા હોય તે જ.





દારુલ ઉલૂમ–કંથારીઆના ફાઝિલઅને જામિઅહ તજવીદુલ કુર્આન–સોજીત્રાના મુદર્રિસ મુફ્તી મુહમ્મદ સઈદ સાહેબે આ વિષય ઉપર ઉપલબ્ધ માહિતીને ગુજરાતીમાં સંપાદન કરીને અતિ યોગ્ય કાર્ય કર્યું છે. આ ઉપયોગી કાર્ય કરવા બદલ તેઓ મુબારકબાદીને પાત્ર છે. અલ્લાહ તઆલા એમની સેવાઓને કબૂલ ફરમાવે અને ઈલ્મ–અમલમાં બરકત આપે, આમીન, યા રબ્બલ આલમીન !

આવા ઉપયોગી પુસ્તકો પ્રકાશિત કરવા ઉપર જામિઅહ સોજીત્રાના મુહતમિમ : મુફ્તી ઈલ્યાસ સાહેબ પણ મુબારકબાદીને પાત્ર છે. અલ્લાહ તઆલા એમની સેવાઓને કબૂલ ફરમાવે, અને નેક ધ્યેયોને પહોંચી વળવા ખઝાન–એ–ગૈબથી સહાય કરે. આમીન !

**(મુફ્તી) અહમદ દેવલ્વી**

*મોહતમિમ : જામિઅહ ઉલૂમુલ કુર્આન–જંબુસર*








## ઇસ્લામ અને મૂળભૂત જરૂરિયાત

દરેક માનવી દુનિયામાં માનવી હોવાના નાતે અમુક એવી જરૂરતો અને તકાદાઓ ધરાવે છે, જેને પૂરા કરવા ફરજિયાત અને અનિવાર્ય છે. તેથી તેને ભૂખ લાગે છે તો ખાવું ખાય છે, તરસ લાગે છે તો પાણી પીએ છે, ઠંડી–ગરમી સતાવે છે તો મકાન બનાવે છે, જાતીય ઈચ્છા (જિન્સી ખ્વાહિશ) થાય છે તો સ્ત્રી તરફ અભિરુચિ થાય છે, કામકાજથી થાકી જાય છે તો આરામ કરે છે, ભૂખ, તરસ, શહવત, આરામ–આ બધા





ફિતરી તકાઝાઓ છે, જેને પૂરા કરવામાં સહીહ અને સંતુલિત જિંદગીનો આધાર છે, પરંતુ અહિંયા મહત્ત્વનો અને બુનિયાદી સવાલ એ છે કે ફિતરી તકાઝાઓને કેવી રીતે પૂરા કરવામાં આવે ? અને તસ્કીન (સાંત્વન–કન્ડોલન્સ) માટે અમુક મર્યાદા, પ્રતિબંધો અને કાયદા–કાનૂન છે ? અથવા માનવી સંપૂર્ણ સ્વતંત્ર છે કે જ્યારે કોઈ પણ જરૂરત હોય તો જેવી રીતે ઈચ્છે એવી રીતે પૂરી કરી લે.........

દા. ત. અનુમાન કરો કે મને ભૂખ લાગી છે અને મારું પેટ ખાલી છે, તો શું હું આ જરૂરતને પૂરી કરવા માટે તદ્દન આઝાદ છું ? મને અધિકાર છે કે હું પાડોશીના ઘરમાં લૂંટફાટ કરી પોતાનું પેટ ભરી લઉં ? અથવા મારા માટે જરૂરી છે કે પોતાના માલમાંથી પોતાની હાજત પૂરી કરું ? અને શું મારા માટે જરૂરી છે કે પેટ ભરવા માટે એવી વસ્તુઓ ખાઉં, જે લાભદાયક અને પૌષ્ટિક હોય અથવા તંદુરસ્તીને નુકસાન પહોંચાડનારી વસ્તુ ખાઇ લેવી યોગ્ય છે ? વધુમાં માલની અધિકતામાં શું જરૂરી છે કે હાજતના પ્રમાણે ખાઉં અથવા હદથી વધુ ખાઈ અપચાનો ભોગ બનું, શું એ યોગ્ય છે ? તમે આ તકાદાઓના સંક્ષેપમાં જેટલું ચિંતન–મનન કરશો એટલું જ ખુલીને સામે આવશે કે ફક્ત .....પૂરા કરવા જરૂરી નથી, બલકે એને પૂરા કરવા માટે અમુક મર્યાદાઓ પણ છે, જેનો મર્યાદાભંગ એક વ્યક્તિ માટે હાનિકારક છે અને બહુધા પૂરા સમાજ માટે પણ ભયજનક બની જાય છે.





આ પહેલા કે આ બતાવવામાં આવે કે આ તકાદાઓના સિલસિલામાં ખરો અને ઈસ્લામી માર્ગ શું છે ? આ જાણી લેવું ફાયદાકારક રહેશે કે માનવી પોતાની લાંબી જિંદગીમાં શું વ્યવહાર કરતો રહે છે ?

ઈતિહાસના વાંચનથી ખબર પડે છે કે માનવી જ્યારે પણ હક તઆલાની વહીથી બેફિકર થયો છે અને બુદ્ધિ પર ગર્વ અને અહમમાં ફસાયો છે, તો આ ફિતરી તકાઝાઓને સમજવામાં અને પોતાની જાતને ઓળખવામાં પણ અતિરેક અને અલ્પતા (ઈફરાત અને તફરીત)નો શિકાર થયો છે અને સહીહ માર્ગને શોધવામાં–પામવામાં નિષ્ફળ રહયો છે. એટલા માટે આપણે જોઈએ છીએ કે કોઈ વખત તો ઈન્સાન આ દુનિયાને બધું જ સમજી બેઠો અને પોતાના તકાદાઓને માટે દુનિયાની પ્રત્યેક વસ્તુથી લાભ અને મજાને પોતાની જિંદગીનો હેતુ બનાવી બેઠો છે. એટલે સુધી કે તે એ વાતનો પણ ખ્યાલ નથી રાખતો કે કઈ વસ્તુ યોગ્ય માર્ગથી પ્રાપ્ત થઈ રહી છે અને કઈ વસ્તુ અયોગ્ય માર્ગથી. કઈ વસ્તુ એના માટે ફાયદાકારક છે અને કઈ વસ્તુ નુકસાનકર્તા છે અને કઈ વસ્તુ એવી છે કે જે વખત પર અને જાહેરમાં તો ફાયદાકારક છે, પરંતુ અંતમાં અન છેલ્લે વ્યક્તિગત રીતે અને સમાજના માટે પણ નુકસાનકારક છે. બસ, માનવીએ તો એક જ હેતુ સામે રાખ્યો છે કે પોતાની જરૂરિયાતને ગમે તે રીતે પૂરી કરવી અને તેને પ્રાપ્ત કરવા માટે દરેક શકય માર્ગને પસંદ કરવો.



એટલે સુધી કે અમુક વખત પોતાની જવા બીજા ઈન્સાનોની સાથે અન્યાય અને એમના પર ઝુલ્મ—અત્યાચાર કરવામાં પણ અણગમો (dislike) નથી થતો. જેના પરિણામમાં ઈન્સાન જે વાસ્તવિક્તામાં અશરફુલ મખ્લૂકાત છે, સામાન્ય જાનવરના સ્તર સુધી પહોંચી જાય છે. ઈન્સાનના આ વલણ, કાર્યશૈલી અને જીવનમાર્ગને ''સ્વાર્થપટુતા અને દુનિયાદારી''નું નામ આપી શકાય છે.

આથી ઉલટું આપણે એ પણ જોઈએ છીએ કે અમુક વખત ઈન્સાને પોતાના જાતને તુચ્છ, નીચ, હલકી સમજી કે ખોટી ઈબાદત અને અનુચિત—અયોગ્ય તકલીફોના વગર એના દિમાગમાં પોતાની શ્રેષ્ઠતાનો વિચાર જ ન આવી શક્યાં. એટલા માટે જાતને કચડી અને જાઈઝ મનેચ્છાઓ અને તમન્નાઓને ખતમ કરવા માટે ફિતરી અને જરૂરી તકાદાઓને કચડી નાખવાને પસંદ કર્યું છે અને ભૂખ્યો—તરસ્યો, નિકાહથી અલગ—થલગ રહયો, સગાં—સંબંધીઓને છોડયા, આરામ છોડયો, ગંદકી પસંદ કરી અને નવી નવી પોતે ઊભી કરેલી તકલીફો સહન કરી અને આવી રીતે પોતાની જાત પર અને પોતાના સગાંઓ પર, એટલું જ નહિ, બલકે પૂરા સમાજ પર ક્રૂર અને અમાનુષી જુલ્મો કર્યા. આ કાર્યશૈલીને અને જીવનમાર્ગને રહબાનિયત, સંન્યાસ અને '' સંસાર—ત્યાગ'' નામ આપી શકાય છે.

## ઈસ્લામી દષ્ટિબિંદુ

જ્યારે આ સ્પષ્ટ થઈ ગયું કે ઈન્સાને આ ફિતરી તકાદાઓની સાથે, અલ્લાહ તઆલાની વહીથી બેફિકર થવાની સૂરતમાં વ્યવહાર કર્યો છે, તો યોગ્ય છે કે એ પણ જાણી લઈએ કે વહીએ ઈલાહીની રોશનીમાં આ તકાદાઓ સાથે કયો રવૈયો પસંદ કર્યો છે ? અને ઈસ્લામ આ બાબત શું કહે છે ? આ વાત સારી રીતે સમજવા માટે બેહતર એ છે કે, સૌ પ્રથમ આપણે આધારભૂત સિદ્ધાંતો જાણી લઈએ.

(૧) દુનિયાથી છેક દૂર રહેવું યોગ્ય નથી, બલકે જરૂરતના પ્રમાણે એનાથી લાભ ઉઠાવવો જાઈઝ છે. "બદાઈઅ્"ના કર્તા અલ્લામહ કાસાની (રહ.) ફરમાવે છે : "દુનિયા જરૂરિયાતને પૂરી કરવાની જગ્યા છે અને આખિરત ખ્વાહિશો અને ઉમંગો પૂરી કરવાની જગ્યા છે." એટલા માટે આપણે જોઈએ છીએ કે, આપણી આજુબાજુ આ રંગબેરંગી દુનિયામાં લાખો-કરોડો વસ્તુઓ હાજર છે, જેમાં ઊંડા અને વિશાળ સમંદર, વહેતા દરિયા, ઊંચા ઊંચા પર્વતો, વિશાળ મેદાનો, ઘટાદાર ઊંચા ઊંચા વૃક્ષો, ગીચ જંગલો, લીલાછમ ખેતરો, ખૂબસૂરત ફૂલવાડીઓ, ફળદ્રુપ બાગો, મુફીદ જડીબુટ્ટાઓ, જમીનમાં છુપાયેલું ધાતુ, વિવિધ પ્રકારના જાનવરો, હિંસક જાનવરો, ગીતો ગાતા પક્ષીઓ, સ્વાદિષ્ટ અને સરસ આહાર- આ બધું જ નિશ્ચિત છે. આ બધી વસ્તુઓ સૃષ્ટિના પેદા કરનારે

બેકાર પેદા નથી કરી કે એને બરબાદ કરી આપવામાં આવે અને એનાથી ફાયદો ઉઠાવવામાં ન આવે, બલકે એટલા માટે પેદા કરી છે કે, ઈન્સાન એનાથી લાભ ઉઠાવે અને આ નેઅમતોથી લાભાન્વિત થઈ પોતાના જન્મના હેતુ–અલ્લાહ તઆલાની ઈબાદત અને અલ્લાહ તઆલાના કલિમાની બુલંદીની તકમીલ (પરિપૂર્ણતા) કરે.

કુર્આને કરીમમાં ઠેકઠેકાણે અલ્લાહ તઆલાએ નેઅમતોનો ઉલ્લેખ કર્યો છે અને પોતાની નેઅમતો ઈન્સાનોને ગણાવેલી છે અને પછી ફરમાવ્યું છે : "આ બધી વસ્તુઓ ફક્ત તમારા માટે જ પેદા કરેલી છે કે જેથી તમે એનાથી લાભ ઉઠાવો." આ મૂળભૂત આદેશ આપણને કુર્આને કરીમમાં જગા જગાએ જોવા મળે છે. **"હુવલ્લઝી ખ–લ–ક લકુમ મા ફિલ અર્દિ જમીઆ."** (સૂ. બકરહ : ૨૯)

તરજુમો : **"તે જ પરવરદિગાર છે, જેણે તમારા માટે જે કાંઈ જમીનમાં છે, તે બધું પેદા કર્યું."**

સૂરએ નહ્‌લમાં વિસ્તારપૂર્વક અલ્લાહ તઆલાની નેઅમતો ગણાવીને પછી હુકમ ફરમાવ્યો :

**"વ ઈન તઉદ્દુ નિઅ્‌મતલ્લાહિ લા તુહ્‌સૂહા"**

(સૂ. નહલ ૧૮)

તરજુમો : "અને જો તમે અલ્લાહ તઆલાની નેઅમતોની



ગણતરી કરવા માંગો તો એની ગણતરી નથી કરી શકતા.''

ખુલાસો એ કે વારંવાર નેઅમતોનો ઉલ્લેખ અને સાથે સાથે (લકુમ) ''તમારા માટે'' ફરમાવ્યું. એ સૂચવે છે કે, અલ્લાહ તઆલાની ઈચ્છા આ નેઅમતોથી લાભ ઉઠાવવાની છે. આથી જણાયું કે સન્યાસ અને સંસાર–ત્યાગનો માર્ગ અલ્લાહ તઆલાના હેતુ અને ઈચ્છાની વિરુદ્ધ છે.

(૨) આ નેઅમતોને ઉપયોગવા અને બરબાદીથી બચાવવા ઈન્સાનમાં એવી માંગીઓ મૂકેલી છે કે, ''તે અવશ્ય રીતે એને કામમાં લાવે અને માનવતાની સમૃદ્ધિના માર્ગે ચાલનાર થઈ જાય. સ્પષ્ટ છે કે જો માણસમાં ભૂખ, તરસ, શહવત, આરામ, ખુશમિજાઝી, સૌંદર્યની ચાહત ન હોય તો દુનિયામાં વેરાન થઈને રહી જાય.

## મનોરંજન એક પ્રાકૃતિક જરૂરત

અહિંયા સુધી તો બધી વાતો સામાન્ય ફિતરી તકાદાઓના સંદર્ભમાં હતી. હવે હું ખાસ તકાદામાં કાંઈક લખું, જે આપણા વિષયને અનુરૂપ છે, એટલે કે ઈન્સાનનું મનોરંજન અને સુંદરતાની તરફ કુદરતી આકર્ષણ અને લગાવ, જેને સંપૂર્ણ કરવામાં ગુલૂ (અતિરેક) અતિશયતા અને અતિ ન્યૂનતા (ઈફરાત અને તફરીત)થી નાચગાન અને સંગીત વગેરે જન્મ લે છે.



એ તો સત્ય હકીકત છે કે પૂરેપૂરું માર્ગદર્શન તે જ હોઈ શકે છે, જેમાં ઈન્સાનની ખૂશી અને ઉત્સાહનો પૂરેપૂરો લિહાઝ રાખેલો હોય. એટલા માટે આમાં કોઈ શંકાને સ્થાન નથી કે ખુશીનો સામાન ઈન્સાનની શક્તિમાં વધારાનો વસીલો બને છે.

પરંતુ આ પણ એક ખરી બાબત છે કે તફરીહ (મનોરંજન)ની જરૂરત જ એક એવી જરૂરત છે, જેમાં માનવી સૌથી વધુ ભટક્યાં છે અને નિમ્ન કક્ષાની અતિશયતા અને અતિ ન્યૂનતા (ઈફરાત અને તફરીત)નો શિકાર થયો છે. ક્યારેક તો એણે આરામ કરવાનું, સાફ રહેવાનું, જુદા જુદા ખોરાક ખાવાનું, સગાં–સંબંધીઓ સાથે સંબંધ રાખવાનું–આ બધું એટલા માટે હરામ કહી દીધું કે આ વસ્તુઓથી આનંદ અને ખુશી પ્રાપ્ત થાય છે અને દુનિયા કોઈ આનંદ માણવાની જગ્યા નથી. આનાથી વિરુદ્ધ ક્યારેક તો એટલું ગુલૂ અને અતિશયતા અને અતિ ન્યૂનતા (ઈફરાત અને તફરીત)થી કામ લીધું કે અલ્લાહ તઆલાની પનાહ ! અમુક વખત તો આ અતિશયતા અને અતિ ન્યૂનતા (ઈફરાત અને તફરીત)ના કારણે કૌમ પણ ખતમ થઈ ગઈ.

ઈસ્લામી જિંદગીની રૂપરેખામાં પણ જે કોઈ માણસની અધૂરી અક્કલ અને વિચારધારાનો નતીજો નથી, બલકે દુનિયાને પેદા કરનારની રૂપરેખા છે અને એમાં કોઈ પ્રકારની ભૂલ નથી. તફરીહ (આનંદપ્રમોદ)ની પૂરેપૂરી તકેદારી



રાખવામાં આવી, પરંતુ માનવીની પોતાની મામૂલી ચાલના પ્રમાણે ફક્ત તે મનોરંજનની છૂટ આપી છે, જે રચનાત્મક અને નફાકારક છે અને એવા મનોરંજન પર પ્રતિબંધ મૂકવામાં આવ્યો છે, જે વિનાશ કરનાર અને નુકસાનકારક છે.

## રચનાત્મક-નફાકારક મનોરંજન

જેવી રીતે બતાવવામાં આવ્યું કે ઈસ્લામ સંન્યાસીઓ અને સાધુઓ જેવી જિંદગીને પસંદ નથી કરતો, જેમાં આનંદ–ખુશી ત્યાં સુધી કે હસવા પર પણ પાબંદી હોય. હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મુસલમાનોને ખુલ્લા શબ્દોમાં હિદાયત ફરમાવી : "રમો–કૂદો, એટલા માટે કે હું પસંદ નથી કરતો કે તમારા દીનમાં સખતી (શુષ્કતા, ખુશ્કી) નજર આવે." (જામિએ સગીર : ૨/૬૨)

બીજી એક હદીસમાં ફરમાવે છે : **"પોતાનાં દિલોને ક્યારેક ક્યારેક આરામ આપ્યા કરો."**

(અબૂ દાવૂદ ફી મરાસીલિહી, જામિઅ્ સગીર : ૨/૨૫)

તદુપરાંત, પોતાના કર્મો અને કથનોથી એ પણ બતાવ્યું કે, કઈ પ્રકારની રમતો અને મનોરંજનની શું હેસિયત છે ? ફિકહ અને હદીસની કિતાબો જોવાથી સર્વાનુમતે સ્પષ્ટ થાય છે કે રમત બદનની કસરત માટે અથવા તંદુરસ્તીને બાકી રાખવા માટે અથવા બીજી કોઈ દીની–દુન્યવી જરૂરત માટે





અથવા ઓછામાં ઓછી થાક દૂર કરવા માટે હોય તો તે શરઈ દષ્ટિએ હલાલ છે, બલકે જો કોઈ દીની જરૂરતની નિય્યતથી હોય તો નેકીનું નિમિત્ત બને છે. શર્ત એ કે એમાં એટલું ગુલૂ ન કરવામાં આવે કે જરૂરી કામોમાં પણ મૂંઝવણ–અડચણ આવી પડે. એટલે એક હદીસમાં છે : દુનિયાની દરેક રમત બેકાર છે, પરંતુ ત્રણ વસ્તુઓ : (૧) બાણવળી, (૨) ઘોડાને ચાલ શીખવવી અને (૩) પોતાની બીવી સાથે ખેલ કરવો.

(મુસ્તદરક : ૨/૯૫)

ઉપરોક્ત રમતો નફાકારક છે, જેનાથી ઘણાં જ દીની–દુન્યવી ફાયદાઓ સંકળાયેલા છે. એટલા માટે કે બાણવળી અને ઘોડાને ચાલ શીખવવી એ યુદ્ધમાં દાખલ છે અને બીવી સાથેનો ખેલ સંતાનોત્પત્તિનું નિમિત્ત બને છે.

## નુકસાનકારક મનોરંજન

આનાથી વિપરીત જે મનોરંજન વ્યક્તિ અથવા દીન અથવા સમાજ માટે અને અખ્લાક માટે નુકસાનકારક હોય, ઈસ્લામે એની છૂટ નથી આપી. એટલા માટે કુદરતી રમૂજ માટે કોઈ સજીવને દુ:ખ પહોંચાડવું, ચાહે તે જાતે હોય અથવા બીજો કોઈ માણસ કે પ્રાણી, કદી પણ જાઈઝ નથી. એટલા માટે નિરાધાર ઈન્સાનોને હિંસક સામે નાખવા, અફીણ અને ચરસ ખાવું વગેરે હરામ છે. એવી જ રીતે જે મનોરંજન પણ





ઈસ્લામી કાનૂનો સાથે ટકરાતા હોય તે હરામ છે. તદુપરાંત, જેમાં જુગાર હોય તો તે નાજાઈઝ છે. દા. ત. શતરંજ વગેરે. એવી જ રીતે એવાં પુસ્તકો વાંચવા, જે અશ્લીલ, ઉત્તેજક અથવા બેદીની અને નાસ્તિકતા શિખવાડતા હોય અથવા કાંઈક તો વખતને બરબાદ કરતા હોય, કદી પણ જાઈઝ નથી.

(વધુ વિગત માટે જુઓ, મઆરિફુલ કુર્આન : ૭/૨૧ અને "અસ્સઅ્યુલ હદીષુ ફી તફસીરી લહ્વલ હદીસ" લેખક : મુફતી મુહમ્મદ શફીઅ સા.)

નાચગાન, સંગીત, મ્યૂઝિક પણ હકીકતમાં ઉજ્જડ કરનાર મનોરંજન છે અને વ્યક્તિ, સમાજ અને દીન દરેકના માટે ખતરનાક છે અને ઈસ્લામની બુનિયાદી તા'લીમ સાથે ટકરાઉના કારણે હરામ છે.

## નુકસાનો અને ખરાબીઓ

આથી પહેલાં બતાવવામાં આવે કે ગાયનો અને સંગીતમાં કયા કયા નુકસાનો છે અને તેના શોખથી વ્યક્તિ અને સમાજ પર શું ઈફેક્ટ–અસર પડે છે ? એક કાયદાકીય વાત જાણી લેવી જરૂરી છે, જેમાં એદીપણું (આળસ) સામાન્ય રીતે જોવાય છે અને જેનાથી અપરિચિત રહેવાને કારણે ઘણી મોટી ફિકરી– વૈચારિક ભૂલ જન્મ લે છે.

ઈન્સાની દુનિયાનો કાનૂન છે કે, "આદેશોનો આધાર હુકમ પર હોય છે, ન કે હિકમત અને આવડત પર." આ કાનૂનનું



વિવરણ આ રીતે કરી શકું છું કે, કોઈપણ સરકાર કાનૂન બનાવે છે, તો પ્રજા માટે જરૂરી છે કે એની પૂરેપૂરી પાબંદી કરે, ચાહે એની ઈલ્લત (કાર્યકારણ) અને હિકમતથી જાણકાર હોય કે ન હોય. એના અનુયાયી હોવાને લઈને તો એટલું જ કાફી છે કે એની સરકારે તે કાયદો બનાવેલો છે. એટલે સુધી કે તે કાનૂનની હિકમત પણ ખબર હોય તો પણ એના માટે જરૂરી છે કે દરેક હાલતમાં તેના ઉપર અમલ કરે. ચાહે તો તેના ખ્યાલમાં તે હિકમત કોઈ ખાસ મામલામાં આવતી હોય અથવા ન આવતી હોય.

દા. ત. સરકારે એક કાનૂન બનાવેલો છે, જે જગ્યાએ સિગ્નલ લાગેલા છે ત્યાં ડ્રાઈવર માટે જરૂરી છે કે તે સિગ્નલ પ્રમાણે અમલ કરે. જ્યારે લાલ લાઈટ સળગે તો બધી જ ગાડીઓ થોભી જાય અને જ્યારે લીલો સિગ્નલ ચાલુ થાય તો બધી જ ગાડીઓ ચાલવા માંડે અને જે માણસ આ માર્ગદર્શનનું ઉલ્લંઘન કરશે તો તેને દંડ ફટકારવામાં આવશે. હુકૂમતે આ કાનૂન એટલા માટે બનાવ્યો છે કે ટ્રાફિકની સમસ્યાને રોકવામાં આવે અને ગાડીઓને સુવ્યવસ્થિત ચલાવવામાં આવે. એટલા માટે કે જો ચાર રસ્તાઓ પર સિગ્નલની વ્યવસ્થા ન હોય તો એ વાતનો ભય રહે છે કે ડાબી–જમણી અને સામસામેથી આવનાર સાધનો અથડાય જાય.

પ્રજા માટે જરૂરી છે કે તે સિગ્નલના માર્ગદર્શન પ્રમાણે



અમલ કરે. પ્રજા માટે આ કાનૂનની હિકમતો (મર્મ) ઢૂંઢવી અને પછી હિકમત જોઈને અમલ કરવો જરૂરી નથી, બલકે કોઈ માણસ કોઈ ખાસ સમયે હિકમત ન જોતો કે ન સમજતો હોય તો પણ કાનૂનનું પાલન કરવું ફરજિયાત છે અને ઉલ્લંઘનની સૂરતમાં દંડ ફટકારવામાં આવશે. ઉપરોક્ત ઉદાહરણ લઈ લો કે કોઈ માણસ જોઈ રહયો છે કે ડાબી બાજુથી કોઈ સાધન નથી આવતું અને બન્ને તરફ સડક ખાલી છે, તો પણ રોડ પર લાલ બત્તી ચાલુ હોય અને તે લાલ લાઈટની ચિંતા ન કરે અને સિગ્નલને ડિસ-રિસ્પેકટ (અવગણના) કરે તો કોઈ પણ પ્રકારની દુર્ઘટના થાય તો પણ જો તે સિગ્નલના વિરુદ્ધ કરશે તો તે અપરાધી ઠરશે અને તેને મેમો પકડાવી દેવામાં આવશે.

આ જ વ્યવહાર અલ્લાહ તઆલાની શરીઅતનો છે. કોઈ પણ વ્યક્તિ કલિમહ પઢી મુસલમાન થઈ ગયો અને એણે અલ્લાહ તઆલાને પોતાનો મા'બૂદ અને હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને રસૂલ માની લીધા, તો એના માટે જરૂરી છે કે અલ્લાહ તઆલા અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આદેશોની આનાકાની વિના પાબંદી કરે. કોઈપણ ઈન્સાન માટે આ મસ્અલહ તો ચિંતાનો વિષય બની શકે છે કે, તે ઈસ્લામ કબૂલ કરતાં પહેલાં સારી રીતે રિસર્ચ કરી લે કે જે ધર્મને કબૂલ કરી રહયો છે તે સાચો છે કે નહિ ? અને મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ





સલ્લમ) અલ્લાહ તઆલાના રસૂલ છે કે નહિ ? પરંતુ જ્યારે તેણે અલ્લાહ તઆલાની મઅ્બૂદિયત (ઉપાસ્યતા) અને મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની રિસાલતને માની લીધી, તો હવે તે માણસ માટે જરૂરી છે કે નિઃસંકોચપણે એમના આદેશોનું અનુસરણ કરવું ફર્ઝ છે અને જો એમના આદેશનો કોઈ ઈનકાર કરી આપે અથવા ખોટો બતાવે તો પોતાના ઈમાનની લેબોરેટરી કરાવે, આ જ કારણે કુર્આન શરીફમાં આપણને વધુ પડતો ભાગ એ જોવા મળે છે કે જેમાં અલ્લાહ તઆલાની મઅ્બૂદિયત, નબીઓની સચ્ચાઈ, હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની રિસાલત, સજા–બદલો, આખિરતના દિવસનું વર્ણન છે, કેમ કે ઈસ્લામ કબૂલ કરી લીધો તો એનો અર્થ એ થયો કે બંદાએ પોતાના અધિકારોને કલ્અદમ એટલે કે અસ્તિત્વમાં ન હોય એવા કરી દીધા અને પોતાની ભાવનાઓ અને તમન્નાઓને અલ્લાહ તઆલાને આધીન કરી દીધી. એના માટે કોઈ મહત્ત્વની વસ્તુ હોય તો તે અલ્લાહ તઆલાનો આદેશ છે. કુર્આને કરીમે સ્પષ્ટ શબ્દોમાં ફરમાવ્યું : "કોઈ ઈમાનદાર પુરુષ અને સ્ત્રી માટે ગુંજાઈશ (અવકાશ કે છૂટછાટ) નથી કે જ્યારે અલ્લાહ તઆલા અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કોઈ કામનો હુકમ આપે તો એમને તે કામમાં કોઈ અધિકાર બાકી રહે અને જે માણસ અલ્લાહ તઆલા અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું કહેવું ન માને તો તે સ્પષ્ટ રીતે ભટકેલો–ગુમરાહ થઈ ગયો." (અહઝાબ : ૩૬)





એટલે પ્રત્યેક મુસલમાનની ફરજ છે કે જે વસ્તુમાં યકીન થઈ જાય કે અલ્લાહ તઆલાનો હુકમ આ સંબંધમાં આ છે, તો તેના ઉપર અમલ કરે. હકીકત તો એ છે કે આ વસ્તુ કેવળ ઈસ્લામ સાથે ખાસ નથી, બલકે દુનિયાના કામોમાં પણ અમલ થાય છે. કોઈ પણ માણસને સત્તા અને સંસ્થામાં જોડાતા પહેલાં અધિકાર છે કે તે સારી રીતે વિચારી લે કે તેનું સત્તા અને સંસ્થા સાથે જોડાવું ફાયદાકારક છે કે નહિ ? અને તેના કાયદાઓની પાબંદી થઈ શકશે કે નહિ ? પરંતુ જ્યારે તે સંસ્થા સાથે જોડાયો તો તેના કાયદાઓની પાબંદી કરવી જરૂરી છે અને જો તે માણસ કાયદાઓની હિકમતો ખોળશે તો તે પોતાના અમલથી સાબિત (પુરવાર) કરશે કે તેને ઝિમ્મેદાર હઝરાત અને કાયદાઓ ઘડનારની સમજ પર ભરોસો નથી.

ઈન્સાનોના બનાવેલા કાનૂનોમાં હિકમતો ઢૂંઢવી એક હદ સુધી તો યોગ્ય છે. એટલા માટે કે દરેક ઈન્સાનથી ભૂલ થઈ શકે છે. સંભવિત છે કે કાયદા ઘડનારાઓથી કોઈ ભૂલ થઈ હોય, પરંતુ અલ્લાહ તઆલા (અલીમ અને ખબીર)ના કાયદાઓમાં આવો દૃષ્ટિકોણ એક મુઅમિનની શાન નથી. કેમ કે, દરેક મુસલમાનનું ઈમાન છે કે અલ્લાહ તઆલાનું ઈલ્મ અને હિકમત સૌથી વધીને છે અને તેના કાનૂનોમાં ભૂલની સંભાવના હોઈ શકતી જ નથી.



# સંગીત અને ગાયનોથી થનારા નુકસાનો-મુસીબતો

સંગીતથી સૌથી મોટું નુકસાન એ થાય છે કે તે ઈન્સાનોને દુનિયાની લિજ્જત (ખુશી)થી અને રૂહની તરસથી બેદરકાર કરી આપે છે, જેના કારણે માણસ સીધા માર્ગથી દૂર થઈ જાય છે. શાહ વલિય્યુલ્લાહ દહેલવી (રહ.) સંગીતની મુમાનઅત (પ્રતિબંધ)ની હિકમત બતાવતા લખે છે : ''હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અજમી (બિન આરબો) પર નજર કરી તો જોયું કે, તેઓ દુનિયાની લિજ્જતોમાં મગ્ન થઈ એક હદ સુધી લાગણીહીનતાથી કામ લે છે, એટલે આપે બુનિયાદી વસ્તુઓને હરામ કરી દીધી અને ઓછી મર્યાદાવાળી વસ્તુઓને નાપસંદ બતાવી, કેમ કે આપ જાણતા હતા કે આ વસ્તુઓ આખિરતને ભૂલાવે છે અને દુનિયાની લાલચમાં વધારો કરે છે–તે બુનિયાદી વસ્તુઓમાં એવા બેકાર શોખ શામિલ છે, જે ઈન્સાનને દુનિયા અને આખિરતની ફિકરોથી વંચિત કરે છે અને આદમીના વખતને બરબાદ કરે છે. જેવી રીતે કે ગીત, ઢોલ, શતરંજ, કબૂતરબાઝી વગેરે. એટલું જ નહિ કે સંગીતથી ઈન્સાન દીની કામોમાં બેદરકાર થાય છે, બલકે દુનિયાના કામોમાં પણ બેદરકાર થાય છે.

સૂરએ લુકમાનની આયત : ''વમિનન્નાસિ મંય્ યશતરી



લહ્‌વલ્ હદીસિ''ના શાને નુઝૂલમાં મુફસ્સિરીન અને મુહદ્દિષીને એક ઘટના લખેલી છે કે, મક્કા શરીફમાં ધનિક કાફિર વેપારી–નઝ્ર બિન હારિસ હતો. તેણે અમુક બાંદીઓ (દાસીઓ) ખરીદી હતી અને જ્યારે કોઈ માણસના બારામાં જાણતો કે તે કુર્આન શરીફમાં દિલચસ્પી લઈ રહયો છે અથવા ઈસ્લામ અંગીકાર કરવા માંગે છે, તો એની પાસે જતો અને તે માણસને પોતાની બાંદીઓ પાસે લઈ આવતો અને બાંદીઓને કહેતો : આ માણસને ખૂબ ખવડાવો–પીવડાવો અને સારાં ગાયનો સંભળાવો. પછી તે માણસને કહેતો : બતાવો ! શરાબો–કબાબ અને ગાયનો સારાં છે અથવા તે કામો જેની મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દઅવત આપે છે. અર્થાત્ યુદ્ધ, નમાઝ, રોઝહ વગેરે.

(રૂહુલ મઆની : ૨૧/૬૮, મઆરિફુલ કુર્આન : ૭/૨૦)

ગાયનોના આદી–વ્યસની બનાવી લોકોને પોતાના કામોથી બેપરવા કરી આપવા એ કેવળ નજર બિન હારિષની દિમાગી ઊપજ ન હતી, બલકે હકીકતમાં આ મનોવૃત્તિ સુખ–સાહ્યબી ભોગવતા લોકો અને પ્રધાનોની રહી છે. પ્રાચીન ઈતિહાસને છાપવાની જરૂરત નથી, આજે પણ ઝાલિમ હુકમરાનો પોતાની હુકૂમતને બાકી રાખવા માટે પ્રજાને સિનેમા, ટી.વી., થિયેટર, સંગીત અને ખેલકૂદમાં લગાવી દે છે, જેથી પ્રજા પોતાનાં કૃત્યોથી બેખબર થઈ ખેલકૂદ અને સેરસપાટામાં મગ્ન થઈ જાય. આ વિશિષ્ટ ગુણને પારખી ઈસ્લામ દુશ્મન





તાકાતોએ આજે પણ મુસલમાનોને મઝહબથી બેપરવા અને જિંદગીના મકસદથી બેખબર કરવા સંગીતને સચોટ યુક્તિ સમજી છે. તેથી જ અમેરિકા, લબનાનની સંગીતવિદ્યા અને ફિલ્મીકળાએ આરબ દુનિયા પર શું અસર કરી છે એનાથી કોણ અજાણ છે ? ભારતના અભિનેતા અને અભિનેત્રીઓએ એશિયા ખંડના મુસલમાનો પર જે જાદુ ચલાવેલો છે, તેની અસરો અને પ્રત્યાઘાતોને કોણે નથી જોયાં ?

હકીકત એ છે કે જે કૌમ પણ સંગીત, ઢોલ, સિનેમામાં લાગી જાય છે તે કોઈ કામની રહેતી નથી. વધુ પ્રગતિ તો ઘણી દૂરની વાત, પોતાના અધિકારને પણ બાકી રાખવા મુશ્કેલ થઈ જાય છે. ઈન્સાની ઈતિહાસ આ વાતની સાક્ષી આપે છે કે જ્યારે પણ કોઈ કૌમે નાચગાનમાં રસ–રુચિ લીધી છે, તે તબાહ અને બરબાદ થઈને રહી ગઈ છે. રૂમ અને યુનાન જેવી સુપર પાવર કૌમોના પતનનાં કારણો વાંચો. નાચગાન અને એના પરિણામે પેદા થનારી અશ્લિલતા, બીભત્સતા અને બેશરમી એનાં કારણોમાંની યાદીમાં મોખરે દેખાશે. દુનિયાના મુસલમાનોની સલ્તનત તે સમય સુધી મજબૂત રહી કે જ્યાં સુધી તે નાચગાન, ખેલકૂદ અને સેરસપાટાના રસિયા ન હતા, પરંતુ જ્યારે નાચગાને મુસલમાન બાદશાહોના દરબારમાં અને ઈસ્લામી સમાજમાં જન્મ લીધો, ત્યારથી જ ઈસ્લામી સલ્તનતે પોતાની અડગતા ખોઈ નાખી અને ઈસ્લામ દુશ્મનોએ મુસ્લિમ સમાજનો વિનાશ કરી નાખ્યો,





મોગલોની મહાન સલ્તનત મુસલમાનોના હાથમાંથી ત્યારે જ અંગ્રેજોએ છીનવી જ્યારે મુહમ્મદ શાહ રંગીલા જેવા બાદશાહો પેદા થવા લાગ્યા, જે આખો દિવસ નાચગાનમાં લાગેલો રહેતો હતો અને સંગીતવિદ્યાનો ઈમામ અને અજોડ આલિમ સમજવામાં આવતો હતો અને તે દરબારમાંથી ત્યાં સુધી જતો ન હતો જ્યાં સુધી નાચગાનથી કંટાળી ન જતો અને હરમસરા (જનાનખાના)ની ઔરતો જબરદસ્તી તેને દરબારમાંથી બહાર ન ધકેલી આપતી.

સુપ્રસિદ્ધ વિવેચક હાફિઝ ઇબ્ને કય્યિમ (રહ.) "નહયૂતુ અનિસ્સ્વ્તનિ અહ્મકય્નિ"નું સ્પષ્ટીકરણ કરતાં આ જ હકીકતને એમ બયાન કરે છે કે, "અવામો–ખવાસ બન્ને જાણે છે કે નાચગાનનો ફિત્નો (માતમ અને વિલાપ) કરતાં વધુ ખતરનાક છે, જેનું મેં અને બીજાઓએ જાતનિરીક્ષણ કર્યું અને હું અનુભવની બુનિયાદ પર જાણું છું તે આ છે કે, જે કૌમમાં નાચગાન અને તેના સાધનોનો રિવાજ ફેલાયો અને જે કૌમ પણ આ વસ્તુઓની શોખીન અને મોજીલી થઈ, અલ્લાહ તઆલાએ તે કૌમ પર તેના દુશ્મનોને કામે લગાડી દીધા અને એમને ભૂખ, અછત, દુષ્કાળ અને મોંઘવારીમાં ફસાવી દીધા અને નિમ્નકક્ષા અને નીચ લોકોને તેમના શાસક બનાવી દીધા." (મદારિજુસ્સાલિકીન : ૧/૪૯૮)

પછી હાસિયામાં ઉપરોક્ત નુકસાનો પેદા થવાનું કારણ બતાવતાં લખે છે : "ખેલકૂદ, સેરસપાટા અને નાચગાનમાં





લાગ્યા પછી એમની જિંદગીની દિશા સંજીદા અને હકીકી કામોના સિવાય ખેલકૂદ અને મજાક–ઠઠ્ઠાની તરફ જાય છે. સદાચાર અને હિદાયતની જગ્યાએ મૂર્ખતા–ગુમરાહી અને દુર્ગુણ, તાકાતની જગાએ કમજોરી, એદીપણું લઈ લે છે. એટલા માટે નાચગાન અને ખેલકૂદમાં તલ્લીનતાનું પરિણામ આ હોય છે કે, કોમોની શિક્ષણ અને અમલ જેવી મૂલ્યવાન તાકાતો અને ક્ષમતાઓને ઊધઈની જેમ ચાટી જાય છે. જેના વિના કોઈ કૌમ જીવીત નથી રહી શકતી. એટલા માટે જે કોમમાં આ વસ્તુઓ પેદા થઈ જાય છે તો કળા–કૌશલ્ય, ખેતીવાડી, આર્થિકતા, નૈતિકતા દરેક રીતે નિર્બળ થઈ જાય છે અને કોમની તાકાત અને રૂઆબ અલ્લાહ તઆલાની ધિક્કાર–ફિટકારના કારણે ખતમ થઈ જાય છે અને આવું કેમ ન થાય, જ્યારે દિલ અલ્લાહ તઆલાની નિશાનીઓ, આયતો, હિકમતોથા ખાલી થઈ જાય અને પોતાની ઈચ્છાઓનું અનુસરણ અને મનમાની કરવા લાગે તો એમાં અવશ્ય બુઝદિલી, કાયરતા અને કમજોરી પેદા થઈ જ જશે. આ જ વાતને શાઈર મશ્રિક ડાકટર ઈકબાલ મરહૂમ કહે છે :

**આ તુઝકો બતાઉં મૈં તકદીરે ઉમમ કયા હૈ,**
**શમ્સીરો–સીનાં અવ્વલા તાઉસો–રુબાબ આખિર.**



# પેદાઈશી નિફાક

સંગીત અને નાચગાનના કારણે ગફલત પેદા થવી, પોતાની ઓળખ અને ખુદાની ઓળખથી વંચિત રહેવું એક એવું નુકસાન છે, જે પ્રત્યેક ઈન્સાન માટે ચાહે કાફિર હોય કે મુસલમાન–સામૂહિક છે; પરંતુ આ ગફલતની એક બીજી શકલ પણ છે, જેનું નામ નિફાક રાખવામાં આવ્યું છે. આ વાતનો ખુલાસો એક હદીસમાં આવ્યો છે કે, હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે : ગાયન દિલમાં નિફાક (ડોળદંભ) પેદા કરે છે, જેમ કે પાણી હરિયાળી પેદા કરે છે.

આ હદીસથી જણાયું કે, સંગીત અને ગાયનોથી દિલમાં નિફાક પેદા થાય છે અને આ વસ્તુ એક મુસલમાનના માટે તેના ઈમાનની બરબાદીનું કારણ બની શકે છે. ઉલમાએ કિરામે આ સિલસિલામાં ઘણું ચિંતન–મનન કર્યું કે, છેવટે બધી બુરાઈઓમાં સંગીત અને વાજિંત્રની શું વિશિષ્ટતા છે કે એનાથી જ નિફાક પેદા થાય છે ? બીજું એ કે, પેદા થનાર નુકસાનોમાંથી નિફાકને કેમ ખાસ કરીને બયાન કરવામાં આવ્યું ? આ સંબંધમાં સૌથી સરસ વાત હાફિઝ ઈબ્ને કય્યિમે ''ઈગાસતુલ લહફાન''માં કરી છે અને એમણે અતિ વિસ્તારથી બતાવ્યું છે કે, તે ખાસિયતો અસરગ્રહણ કરનારી વસ્તુઓ શું છે જેનાથી નિફાક પેદા થાય છે.



અત્રે અલ્લામહ મૌસૂફના બયાનનો સારાંશ પ્રસ્તુત કરું છું : (૧) મુસિકી (સંગીત), સૂરુદ (ગીત)ની પહેલી વિશિષ્ટતા એ છે કે, તે કુર્આન શરીફની વિરુદ્ધ છે અને એક હદીસમાં તેને શયતાનનું કુર્આન બતાવવામાં આવ્યું છે અને શયતાનનું કુર્આન નિફાક જ પેદા કરે, ન કે ઈમાન. આ અનુરૂપતાનું કારણ આ જણાય છે કે :

(ક) સંગીત અને નાચગાનના શોખથી તે હદ સુધી ગફલત પેદા થઈ જાય છે જેનાથી માણસમાં કુર્આન શરીફ સમજવાનો, તેમાં ચિંતન–મનન કરવાનો અને અમલ કરવાનો જોશ અને શોખ ખતમ થઈ જાય છે. આ જે કાંઈ કહેવામાં આવ્યું છે તે સત્ય છે, જેનો ઈનકાર કોઈ પણ નથી કરી શકતો. વધુ વિગત માટે એક ઘટના નકલ કરું તો ફાયદાકારક રહેશે. ઈમામે ગઝાલી, અલ્લામહ ઈબ્ને જવ્ઝી (રહ.) વગેરે લખે છે, આ ઘટના ઘણી જ બોધદાયક અને અમલપ્રેરક છે. આપણે બધાએ આ ઘટના પર ચિંતન–મનન કરવું જોઈએ.

અબુલ હુસૈન દર્રાજ કહે છે કે, મેં બગદાદથી યૂસુફ બિન હુસૈન રાઝીની મુલાકાત માટે "રય્" નામી સ્થળ તરફ કૂચ કરી. જ્યારે હું ત્યાં પહોંચ્યો તો લોકોથી એમના મકાનની શોધ કરી, પરંતુ જેનાથી પણ ઠેકાણું પૂછતો હતો તે આ જ જવાબ આપતો હતો કે, તે ઝિન્દીક (નાસ્તિક)ને શું પૂછો છો ? આ વાતો સાંભળી હું ઘણો તંગદિલ થયો. એટલે સુધી કે મુલાકાત કર્યા વગર પાછા ફરવાનું નક્કી કર્યું. રાતનો સમય





હતો એટલે મસ્જિદમાં રાતવાસો કરવાનો ઈરાદો કર્યો. હું ઘણો શકમંદ હતો. છેવટે એમ વિચાર્યું કે હું જ્યારે આ શહેરમાં આવ્યો જ છું તો એમને મળીને જ જાઉં. આ વિચારી ઠેકાણું પૂછતો તે મસ્જિદ સુધી પહોંચ્યો જ્યાં તેઓ રહેતા હતા. મસ્જિદમાં દાખલ થયો તો જોયું કે મેહરાબમાં એક ખૂબસૂરત બુઝુર્ગ બેઠેલા છે. સામે રહલ પડી છે અને બુઝુર્ગ હાથમાં કુર્આને કરીમ લઈ પઢી રહયા છે. મેં નજીક જઈને સલામ કરી. સલામનો તેઓએ જવાબ આપ્યો અને પછી પૂછયું : ક્યાંથી આવો છો ? મેં કહ્યું : બગદાદથી આપની મુલાકાતે આવ્યો છું. પૂછયું : કોઈ વસ્તુ મધુર અવાજે પઢવાનું જાણો છો ? મેં કહ્યું : હા. પછી એક શે'ર પઢી (જેનો ભાવાનુવાદ નીચે મુજબ છે :)

**હે મહબૂબ ! હું જોઈ રહ્યો છું કે તું મારાથી પરિચ્છેદની બુનિયાદ નાખે છે,**

**જો તું દુરંદેશ હોય તો આ બુનિયાદને નષ્ટ-ભ્રષ્ટ કરી નાખ.**

શે'ર સાંભળી તેમણે કુર્આન શરીફ બંધ કરી આપ્યું અને એટલું રડયા કે એમની દાઢી અને કપડાં આંસુથી તરબોળ થઈ ગયાં. મને એમના રડવા પર દયા આવી. થોડીવાર પછી તેઓ બોલ્યા : બેટા ! રય્‌ના રહેવાસી મને એમ કહી કહીને નિંદા કરે છે કે, યૂસુફ બિન હુસૈન નાસ્તિક છે. હાલ એ છે કે



નમાઝના સમયથી હું અહિંયા બેઠો બેઠો કુર્આન શરીફ પઢી રહયો છું, પરંતુ આંસુનું એક ટીપું પણ મારી આંખથી નથી ટપક્યું અને તમારો આ શે'ર મારા ઉપર કિયામત બનીને તૂટયો. (તલ્બીસે ઈબ્લીસ : ૩૧૭)

(ખ) કુર્આન જે કાંઈ શીખવે છે અને જે પ્રકારના ગુણો પેદા કરે છે, સંગીત–મ્યૂઝિક એનાથી બિલકુલ વિરુદ્ધ તા'લીમ આપે છે અને બિલકુલ વિપરીત ગુણો પેદા કરે છે. આ જ કારણે કુર્આન અને મ્યૂઝિક એક દિલમાં ભેગાં થઈ શકતાં નથી. કેમ કે કુર્આને કરીમ સ્વચ્છંદતા અને મનસ્વીપણાથી રોકે છે, ઈફ્ફત, ચારિત્ર્યની શુદ્ધતા અને પાકદામનીનો હુકમ કરે છે, વ્યભિચાર અને તેની તરફ લઈ જનારી વસ્તુઓ પર કંટ્રોલ કરે છે અને શયતાનના દરેક પ્રકારના અનુકરણથી રોકે છે. જ્યારે સંગીત–મ્યૂઝિક અને નાચગાન ઉપરોક્ત વસ્તુઓથી વિરુદ્ધ તા'લીમ અને દઅવત આપે છે.

(ગ) મ્યૂઝિક આદમીની દઢતા અને આબરૂને ખતમ કરી નાખે છે. જો કે દઢતા અને આબરૂ એ એક મુસલમાનની જિંદગી માટે જરૂરી છે. જ્યારે અદઢતા અને નિર્લજ્જતા કેવળ મુનાફિકની ટેવ છે. એટલા માટે જે માણસો નાચગાન સાથે મગ્નતા રાખે છે તેઓ ક્યારેક તાલમાં આવી હાથોથી ઈશારાઓ કરે છે, ક્યારેક આંગળીઓ વગાડે છે, ક્યારેક



જમીન પર પગ મારે છે, ક્યારેક માથું નમાવે છે, ક્યારેક ખભાઓ હલાવે છે, ક્યારેક નજીકમાં પડેલી વસ્તુઓ વગાડે છે, ક્યારેક ગધેડાની જેમ નશામાં ચકનાચૂર થઈ જાય છે, ક્યારેક તાળીઓ પાડે છે, ક્યારેક ગાંડાઓની જેમ બૂમબરાડા પાડે છે અને ભૂંડા અવાજો કાઢે છે. જાહેર છે કે આવી નીચતા અને પાશવતા કુર્આને કરીમે શીખવેલા અખ્લાકની વિરુદ્ધ છે.

(૨) નિફાકની હકીકત એ છે કે જાહેરમાં કંઈ અને અંદરમાં કંઈ અને સંગીત સાથે તલ્લીનતા રાખનાર માણસો પણ આ ગુણના માલિક બને છે. કેમ કે તે માણસ બે હાલતોથી ખાલી નહિ હોય :

(ક) તે નમાઝ, રોઝહ અને બીજી ઈબાદતોને છોડનાર હશે અને ખુલ્લેઆમ પાપ કરશે અને જગજાહેર બેહયાઈ અને બેશરમીનું પ્રદર્શન કરશે. તો આ સૂરતમાં તે માણસ અધમ પ્રકારનો પાપી અને ગુનેહગાર ઈન્સાન છે અને કોઈપણ મુઅમિનથી આવી ઉમ્મીદ નથી રાખી શકાતી કે તે ખુદાની નાફરમાનીમાં આટલી હિંમત અને નીડરતા કરે.

(ખ) તે નમાઝ, રોઝહ અને બીજી ઈબાદતો પણ કરતો હશે, પરંતુ ચોરીછૂપી મૂસીકી સંગીત–મ્યૂઝિકની મજા પણ માણતો હશે તો આ સૂરતમાં જેવો દેખાય છે તેવો નથી. કેમ કે જાહેરમાં તો અલ્લાહ તઆલાની મુહબ્બત અને આખિરતની





ફિકર કરે છે; પરંત દિલમાં બુરી ઈચ્છાઓનો દરિયો મોજા મારે છે અને એવી વસ્તુઓની સાથે મુહબ્બત કરે છે, જેને અલ્લાહ તઆલા અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નાપસંદ કરે છે. તેના દિલમાં ગાયનો– મૂસિકીની મુહબ્બત ભરેલી છે. આ મુહબ્બતની ઉગ્રતાને લઈને અલ્લાહ તઆલા અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ નાપસંદ કરેલી વસ્તુઓ તરફ ધ્યાન નથી આપી રહયો. આથી ખબર પડી કે તેના દિલમાં અલ્લાહ તઆલા અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુહબ્બત કરતાં ગાયનો અને મ્યૂઝિક પ્રત્યે વધુ મુહબ્બત છે અને ઈસ્લામના આદેશો–ઉપદેશો પ્રતિ હળાહળ નિફાક છે.

(ગ) નિફાકની એક મોટી નિશાની એ છે કે, ઝિક્ર અને ઈબાદત ઓછી હોય, નમાઝમાં આળસુ હોય અને નમાઝ એવી રીતે પઢે જેમ કે કાગડો ચાંચો મારતો હોય. મ્યૂઝિક– નાચગાનના શોખીનોમાં ઝિક્ર અને ઈબાદતની મજા બાકી રહેતી નથી અને દિલ વારંવાર ગુનાહોની તરફ લલચાતું રહે છે. એટલે જ સંગીતના શોખીનોમાં ઘણાં ઓછા લોકો એવા જોવા મળશે, જેમનામાં ઉપરોક્ત અવગુણો ન હોય.

(છ) મુનાફિક (દંભી) ખોટું કામ કરતો હોય છે અને એમ સમજે છે કે હું સારું કામ કરી રહયો છું. આવી ખોટી સમજ સંગીતના શોખીનોમાં હોય છે, એટલા માટે અમુક લોકો





કવ્વાલી સાંભળે છે અને સમજે કે અમે દિલની સુધારણા કરી રહયા છીએ. અમુક લોકો ગાયનો સાંભળે છે અને સમજે કે અમે દિલમાં નરમી પેદા કરીએ છીએ અને પોતાની નાજુક અને કોમળ સંવેદનાઓને ઉભારી પોતાનાં સમૃદ્ધ કર્તવ્યોનો જાતે જ અંત લાવી રહયા છે. એવી રીતે ગાયક અને મુનાફિકમાં ઘણું જ મળતાપણું હોય છે. કેમ કે મુનાફિક દીન અને ઈમાનની વિરુદ્ધ વહેમોના ફિત્નામાં સપડાય છે તો ગાયક ઈફફત અને ચારિત્ર્યની શુદ્ધતાની વિરુદ્ધ ખરાબ કામોના વિચારોના ફિત્નામાં ડૂબી જાય છે, ગાયનોથી કામવાસનાની તીવ્રતા બેદાર થાય છે. જેમ કે મનોચિકિત્સકો, મનોવૈજ્ઞાનિકો અને માનસ શાસ્ત્રીઓએ પણ કબૂલ કર્યું છે. હિયુલોક એલ્સ કહે છે : ઈન્સાનની ખરાબ મનેચ્છાઓને ઉશ્કેરવામાં અવાજ–મ્યૂઝિક ઘણી જ મોટી ભૂમિકા અદા કરે છે અને આ વિષય પર (Moot)નું સલાહ સૂચન બરાબર છે કે કાનોના માર્ગેથી જાતીય ઉશ્કેરાટ બહુ સ્પષ્ટ રીતે અને ઘટિતપણે સમજાય છે.

(તફસીરે કુર્આન અંગ્રેજી–અ. માજિદ દરિયાબાદી : ૨/૬૭૨)

આજની સાયન્સી દુનિયામાં હિયુલોક એલ્સની વાત સમજવી ઘણી જ સરળ થઈ ગઈ છે. કેમ કે ડાકટરોએ ઈન્સાનના દિમાગને સમજવા માટે દિન–રાત એક કરી નાખ્યા છે અને ઘણી બધી વિગતો સમજી ગયા છે. આજે મેડિકલમાં દિમાગ વિશે એટલી બધી વિગતો ભણાવવામાં આવે છે કે ભણનારાઓ થાકી–પાકી જાય છે.



## દિમાગમાં ઈન્ફોર્મેશન કેવી રીતે જાય છે ?

આજના આધુનિક યુગમાં દિમાગ વિશે ઘણું જ રીસર્ચ થઈ ચૂકયું છે; પરંતુ અફસોસ સદ અફસોસ ! આ બધી રીસર્ચનો ફાયદો કાફિરો ઉઠાવી રહયા છે. આ એક ઈલ્મી રહસ્ય–ભેદ છે. બની શકે છે કે અમુક લોકોને આ વાત મુશ્કેલ દેખાય, પરંતુ જે લોકો ભણેલા–ગણેલા અને સમજદાર છે તેઓ આ ઈલ્મી ભેદોને સમજી અચરજ પામશે અને સ્વીકારવા તૈયાર થશે કે ખરેખર આવું જ છે.

માનવીના દિમાગમાં ઈન્ફારમીશીંજ (જાણકારીઓ)ના અલગ અલગ તરીકાઓ છે. તેનો દાખલો કામ્પ્યૂટર જેવો છે. કામ્પ્યૂટરની અલગ–અલગ ઈન્પેટ હોય છે, તેમાં કી બોર્ડ અને માઉસ દ્વારા જાણકારી જાય છે. આ સિવાય એક કામ્પ્યૂટર બીજા કામ્પ્યૂટર સાથે જોડવામાં આવે છે ત્યારે પણ જાણકારીઓ જાય છે. જો મશીન લેંગ્વેજ કીકાર્ડ પિંકચિંગ મશીન છે તો તમે કાર્ડ કાઢી લો, તો તેના કાર્ડ વડે પણ ઈન્ફાર્મેશન જઈ શકે છે. તો હાર્ડડિસ્ક એક જ છે, પરંતુ તેમાં ઈન્ફાર્મેશન જવાની પદ્ધતિઓ જુદી જુદી છે. આવી જ રીતે ઈન્સાનના દિમાગમાં જાણકારીઓ જાય છે, તેના પણ જુદા જુદા તરીકાઓ છે. દાખલા તરીકે આપણે જે જોઈએ છીએ તેના વડે ઈન્ફાર્મેશન જાય છે, જે વિચારીએ છીએ તેના વડે પણ ઈન્ફાર્મેશન જાય છે, કોઈ વસ્તુને અડકવાથી પણ



જાણકારી ઉપલબ્ધ થાય છે.

હવે એક વાત સમજો ! અમુક જાણકારીઓ ઈરાદાપૂર્વક અને અમુક વગર ઈરાદે પણ પ્રાપ્ત થાય છે. દા. ત.

(૧) તમે સફર કરી રહયા છો અને રોડ પર એક બોર્ડ જોયું, જેના પર લખ્યું હતું કે આછોદથી ભરૂચનું અંતર બેતાળીસ (૪૨) કિલોમીટર છે. તમે બોર્ડને વાંચી આગળ ધપ્યા. તમે કેવળ અંતર જોવા જ બોર્ડ પર નજર નાખી હતી, પરંતુ બીજી ઘણી બધી બાબતો વિશે ઈન્ફોર્મેશન જાતે જ મળી જાય છે.... તે કેવી રીતે ? જો તમને કોઈ પૂછે : તમે બોર્ડ કયાં જોયું હતું ? તમે કહેશો કે બે કિ.મી પહેલાં. તેની સાઈઝ કેટલી હતી તો તમે વિચારી કહેશો કે, તેમને ૮ /૪ નું લાગતું હતું. કયા રંગનું હતું તો કહેશો : લીલા રંગનું વગેરે. કેટલી સપાટી પર હતું તો કહેશો : જમીનથી આશરે સાત– આઠ ફૂટ ઊંચું હતું. હવે જ્યારે તમે અંતર જોયું તો તે સમયે તમારી નિય્યત આ બધી વસ્તુઓ જોવાની ન હતી, બલકે માત્ર અંતર જોવાની જ હતી, પરંતુ દિમાગ એક એવી વસ્તુ છે કે તેણે કેટલી બીજી જાણકારીઓ જાતે જ મેળવી લીધી.

(૨) તમે ઘોડો ઘરમાં લઈ જવા ઈચ્છો છો. તમે દરવાજો ખોલ્યો, પરંતુ ઘોડા ઉપર માખીઓ બેસેલી હતી, તે પણ ઘોડાની સાથે સાથે અંદર દાખલ થઈ ગઈ.

આવી જ રીતે જ્યારે ઇન્સાન અમુક જાણકારીઓ



મેળવવાનો ઈરાદો કરે છે તો સમજ્યા વગર બીજી ઘણી જાણકારીઓ તેને એમ જ હાસિલ થાય છે. એવું સમજો કે સમજ્યા વિના કેટલીક જાણકારીઓ તેના દિમાગમાં જબ્રદસ્તી પ્રવેશી જાય છે. જે જાણકારીઓ સમજ્યા વગર દિમાગમાં ઘૂસી જાય છે તે અમુક વખતે ઘણી જ નુકસાન-કારક પૂરવાર થાય છે અને તેનાથી ઈન્સાનના દિમાગમાં ઘણી ખરાબ અસરો પડે છે.

તેથી જ સાયન્સે પુરવાર કરી બતાવ્યું છે કે જ્યારે બચ્ચું માતાના પેટમાં સાત માસનું થાય છે ત્યારે તેના દિમાગમાં ઈન્ફોર્મેશન જવાનું શરૂ થઈ જાય છે. બાળક હજુ પેદા પણ નથી થતું ને મા જે કાંઈ વિચારે છે તે તેની વિચારધારામાં હોય છે અને જે કાંઈ બોલે છે તો તેની અસરો દિમાગમાં જવાની શરૂ થાય છે. એટલા માટે જ આપણા ઈસ્લામી ફુકહા (નિષ્ણાતો)એ સેંકડો વર્ષ પૂર્વે લખ્યું : "પોતાની ડયૂટી છે કે જો તેની પત્ની ગર્ભવતી હોય તો તેને ઉદાસ-ખિન્ન ન થવા દે, બલકે ઓરતનો લિહાઝ (શિસ્ત) રાખવાની હરેક શક્ય કોશિશો કરે. કેમ કે જો ગર્ભવતી ઓરત દિમાગી રીતે પરેશાન હશે તો તેના શિશુ પર અસર પડશે."

કહેનારાઓએ કહયું : "મા'નો ખોળો બાળકનો પહેલો મદ્રસહ છે." હવે સમજાયું કે નહિ ? બલકે આગળ વધીને કહીશ : માતાની કૂખ બચ્ચાનો પ્રથમ મદ્રસહ છે. એટલા માટે જ આપણા અકાબિર (પૂર્વજ બુઝુર્ગો) ફરમાવતા હતા :



જ્યારે કોઈ મહિલા ગર્ભવતી હોય તો તે હરામ ખાવાથી અને બીજા ગુનાહિત કાર્યોથી પરહેઝ કરે. એટલા માટે કે તે ખરાબ આ'માલની અસરો બાળક પર પડી શકે છે. જો માતાના વિચારો નેક હશે તો બાળક પર જરૂર તેની અસરો પડશે.

શરીઅતે કહયું : જો બાળક નાનું હોય તો તેની સાથે કોઈ અજુગતી અને ખરાબ વાત અને કુચેષ્ટા ન કરે, કેમ ? એટલા માટે કે અત્યારે ભલે તે નાની વયના કારણે વિચારી શકતું નથી, પરંતુ જોવાના કારણે તેના દિલો–દિમાગમાં અંકિત થઈ રહયું છે. જ્યારે તે મોટો થશે ત્યારે તેના ખ્યાલનું વિશ્લેષણ કરવાનું જાતે–પોતે જ આવડશે, તેથી જ શરીઅતે હયા શિખવાડી કે મિયાં–બીવી સંભોગ કરવાનું ઈચ્છે તો નાના બાળકથી પડદો કરે.

આજકાલ તો એવી મૂર્ખાઈ છે કે ચાલતા–ફરતા બાળકોને પણ "નાના–સગીર" કહેવાય છે કે એમાં શું ? ન બાળક બોલી શકે છે અને કંઈ કહી પણ શકતું નથી, પરંતુ બાળક જે કાંઈ પણ નિહાળી રહયું છે, તેના કારણે બાળકોના દિમાગમાં ન જાણે કેવી કેવી જાણકારી જઈ રહી છે. એટલા માટે આવા બાળકો બેહયા બને છે અને મા–બાપ બચપણથી જ તેની હયાનું ગળું દબાવી આપે છે. પછી રડતા ફરે છે કે છોકરી અજીબ નીકળી, છોકરાએ નાક કાપી નાખ્યું. છોકરા–છોકરીએ નાક નથી કાપ્યું, બલકે તમે જ તેમની હયાનું નાક બચપણમાં જ નવરું કરી નાખ્યું અને શરીઅતના આદેશોનો ખ્યાલ ન રાખ્યો.



## મ્યૂઝિક કાફિરોનું ઘાતકી હથિયાર

જ્યારે વૈજ્ઞાનિકો સમક્ષ આ વાતની હકીકત—અહેવાલ ખુલ્યો કે ફલાણા—ફલાણા તરીકાથી ઈન્સાનનું દિમાગ ઈન્ફોર્મેશન કબૂલ કરે છે, તો તેઓએ આ વાત ઉપર મહેનત શરૂ કરી કે અમે બીજા માણસોના દિમાગમાં પોતાની મરજીની વાત કેવી રીતે નાખીએ કે એમને ખબર પણ ન પડે. એટલે આની ઉપર ઘણું જ કામ કરવામાં આવ્યું. ખાસ કરીને ગેરમુસ્લિમોએ વધુ કામ કર્યું કે અમે કઈ રીતે દુનિયાના લોકોના વિચારો અમારી મરજી પ્રમાણે બનાવી શકીએ છીએ. દિન—રાતના રીસર્ચ પછી તેમને સર્વોત્તમ તરીકો "મ્યૂઝિક"ના રૂપમાં નજરે ચઢયો. એવું સમજો કે મુસ્લિમોની દીની શરમ અને સ્વમાનનો જનાઝહ કાઢવા માટે દુશ્મને ઈસ્લામના હાથે એક જીવલેણ હથિયાર ચઢયું.

## મ્યૂઝિક સાંભળતી વખતે શું થાય છે ?

મ્યૂઝિક—સંગીત સાંભળવાની દીની કબાહતો અને વઈદ તો તમે આગળ નબવી અહાદીસમાં વાચંશોજી, પરંતુ આધુનિક ક્ષેત્રે તેની છેતરપિંડી વાંચીએ.

જ્યારે ઈન્સાન મ્યૂઝિકનો અવાજ અને સાજ સાંભળી રહયો હોય છે તો તે મ્યૂઝિક ઈન્સાનના દિમાગમાં ઈલેકટ્રીકલ



સિગ્નલ્ઝની શકલમાં જઈ તેજ થાય છે. તેને કામ્પ્યૂટરમાં ઈલેકટ્રીકલ સિગ્નલ્ઝ રૂપે જોઈ શકાય છે. એટલા માટે આજકાલ તે બયાનોની કેસેટોની સી.ડી. બનાવી કામ્પ્યૂટર ભરે છે અને કામ્પ્યૂટર તેને લહેરોની શકલ (Wave from)માં જોઈ લે છે. એમ તો તે બયાન હોય છે; પરંતુ કામ્પ્યૂટર સ્ક્રીન પર તે લહેરોના રૂપમાં નજર આવે છે અને તેમાં જ્યાં જ્યાં ઘોંઘાટ યા ખાંસીનો અવાજ હોય તે બધું દેખાય છે. કામ્પ્યૂટર આ શોરબકોર ખતમ કરી દે છે. જ્યારે તે ઘોંઘાટ ખતમ થાય છે તો એટલા સાફ અવાજથી વાત થાય છે કે સાંભળનાર એવું સમજે છે કે, કદાચ આથી સારો અવાજ કોઈનો નહિ હોય. આવી જ રીતે અવાજને ઓછો—વધતો પણ કરવામાં આવે છે.

મહબૂબુલ ઉલમા વસ્સુલહા હઝરત મવલાના પીર ઝુલ ફકાર નકશબંદી (દા.બ.) કહે છે : મેં એક મશીન જોયું તો તેના માલિકે બતાવ્યું : હઝરત ! તમે કંઈ બોલો. મેં અમુક શબ્દો બોલ્યા અને તેણે અવાજ રેકાર્ડ કર્યા. પછી તેણે એડજસ્ટમેન્ટ ચેન્જ કરી મને કહયું : હવે તમારો અવાજ સાંભળો. જ્યારે મેં અવાજ સાંભળ્યો તો તે આબેહૂબ, તફાવત વિના મારા જ શબ્દો હતા, પરંત હવે કોઈ ઓરત બોલી રહી હતી. આ સાંભળી મને ઘણી હેરત લાગી, કેમ કે આ શબ્દો તો મેં જ કહયા હતા.

અવાજને ઓળખવો એ કામ્પ્યૂટરનો ડાબા હાથનો ખેલ





છે. તમે કોઈ વ્યક્તિનો અવાજ રેકાર્ડ કરી કામ્પ્યૂટરમાં ભરી લો તો કામ્પ્યૂટર જોશે કે તેના શબ્દો કેવા અદા થાય છે, અર્થાત્ તેની બોલવાની છટા કેવી છે ? જ્યારે કામ્પ્યૂટર કોઈની છટાને ઓળખી લે, તો હવે કોઈપણ શબ્દને તેની છટામાં પરોવી શકે છે. તમે એક વાત કહી પણ નહિ હોય અને તમારું બયાન તેના ઉપર મળી જશે. તમને ખબર પણ નહિ પડે અને પોતાની મરજીના શબ્દો તમારા સ્વરમાં રજૂ કરી દેવામાં આવશે. એટલા જ માટે ટેલિફોન પર વાતચીત કરતાં કરતાં કામ્પ્યૂટર જાતે–પોતે અમુક લોકોની વાતોને બયાન કરતું જાય છે..... કેમ ? એટલા માટે કે તેઓએ કામ્પ્યૂટરમાં તેના ઉચ્ચારને ભરી દીધો કે આ વ્યક્તિ જ્યારે પણ વાત કરે તો તેનો અવાજ સંગ્રહીત (Save) થવાનો છે. એટલા માટે અમુક લોકો જેના પર નજર હોય છે અને તેઓની દરેક વાત ટેપ થઈ રહી હોય છે, તેવા લોકો આખી દુનિયામાં જ્યાં જ્યાં પણ ગુફતગૂ કરે છે, તો તેમનો ઉચ્ચાર ઓળખી કામ્પ્યૂટર તેને સંગ્રહીત કરવાનું શરૂ કરે છે.

જેવી રીતે આપણો અવાજ કામ્પ્યૂટરમાં જઈ લહેરોની શકલમાં કાયદેસર પરિવર્તિત થઈ જાય છે એવી જ રીતે મ્યૂઝિકનો અવાજ પણ લહેરોની શકલમાં કાયદેસર રીતે પલટાઈ જાય છે. એટલા માટે જો સ્ક્રીન પર જોશો તો લહેરોના રૂપમાં જોવા મળશે. પછી તેઓએ તેના ફાર્મ્યુલા (નમૂના) બનાવ્યા. હવે એ મનોનિગ્રહી (Mathematical) વસ્તુ બની





ગઈ. યાદ રાખો ! આજકાલના મ્યૂઝિકમાં કેવળ બે-ચાર સંગીતની સામગ્રી નથી હોતી, બલકે ખબર નહિ, તેની પાછળ કેટલું ઈલ્મ-જ્ઞાન મૌજૂદ છે. P.H.D. ડાક્ટરો કામ્પ્યૂટર પર બેસી મ્યૂઝિકના ફાર્મ્યુલા લખી રહયા હોય છે. તેઓ આ ફાર્મ્યુલાને એલગોરિથમ (Algorithm) કહે છે. સાયન્સ ભણનારા સારી રીતે સમજી શકે છે કે જ્યારે તે એલગોરિથમ આવી રહયું હોય છે, તો તેના પર મ્યૂઝિકનો ટોન અને આરોહ-અવરોહ કંટ્રોલ થઈ રહયો હોય છે.

જ્યારે મ્યૂઝિક સ્ક્રીન પર લહેરોના રૂપમાં આવી ગયું તો તેઓએ વિચાર્યું કે, અમે આના વડે ઈન્સાનોના દિમાગમાં પોતાની વાત કેવી રીતે ભરીએ ? સમજો કે તેઓએ ઘોડાની ઉપર માખી બેસાડી દીધી અને દરવાજો તેઓ ખોલશે અને માખી અમારી જશે. નવયુવાન તો મ્યૂઝિક સાંભળવા બેસે છે; પરંતુ તેમને ખબર પણ પડતી નથી કે સમજ્યા વગર તેમના દિમાગમાં કયા કયા સંદેશાઓ પહોંચી રહયા છે, તેની અનુભૂતિ-એહસાસ તેમને થતો નથી અને સમજતા પણ નથી; પરંતુ તેમનું દિમાગ જેને મેસેજ મળી રહયો છે તે તેવું બનતું જાય છે. આ સંદેશાને સાયન્સની પરિભાષામાં બેક ટ્રેક (Back Track) કહે છે. સાંભળનાર મ્યૂઝિક સાંભળે છે, પરંતુ બેક ટ્રેક (પાછલા માર્ગ) પર તેને કોઈ સંદેશો આપવામાં આવી રહયો છે. ભલે.... તેઓએ બેક ટ્રેકના કેટલાક અનુભવો કર્યા હતા. દા. ત. :





(૧) તેઓએ સૌ પ્રથમ અનુભવ કર્યો કે એક ગાયન બનાવ્યું અને તેને મ્યૂઝિકમાં બેક ટ્રેકનો આ પ્રોગ્રામ ભર્યો :

Hate your mom (મા'થી નફરત–તિરસ્કાર કરો), Hate your mom (મા'થી ઘૃણા કરો), Hate your mom (માતાથી તિરસ્કાર કરો).

તેઓએ નિયમાનુસાર અનુભવ કર્યો કે જે લોકો ઉપરોક્ત ગાયનને પસંદ કરતા હતા, તેઓ પોતાની માથી નફરત શરૂ કરતા હતા, કેમ કે ગાયન પસંદ કરનાર કોઈ ગાયનને પસંદ કરે છે તો તેને એક વખત સાંભળતો નથી, બલકે વારંવાર સાંભળે છે. ગાડીમાં પણ, ટી.વી.માં પણ, ટેપમાં પણ, ફરવાના સ્થળોએ પણ, વાકમેન વડે, મોબાઈલમાં રિંગ ટોન દ્વારા, મેમરીમાં સેવ કરીને પણ સાંભળે છે. આમ, સેંકડો વાર સંદેશો જઈ રહ્યો છે અને તેના દિલો–દિમાગમાં સારી પેઠે અંકિત થઈ રહ્યો છે.

(૨) જ્યારે તેઓએ હજારો લોકોને આ વાતનો સફળ અનુભવ વ્યક્ત કર્યો તો તેઓએ તેની આગળનો કન્ફોર્મિટી (સાદશ્ય, સુમેળ) ટેસ્ટ એ કર્યો કે, એક હિટ (ઘા) પ્રકારનું ગાયન જેને લોકો નોર્મલ (સામાન્ય) પસંદ કરે છે તેને મ્યૂઝિકના બેક ટ્રેક પર તેઓએ મેસેજ દીધો.

Kill your dad (બાપનું ખૂન કરો), Kill your dad (પિતાની હત્યા કરો), Kill your dad (પિતાજીને કતલ કરો).





આ મ્યૂઝિકથી એવા અહેવાલ મળ્યા કે કેટલાક યુવાનોએ પોતાના પિતાજીની હત્યા કરી અને ઘણા બધા એવા હતા જે ડાકટરો પાસે ગયા અને કહયું : અમને બાપનું ખૂન કરવાની ઈચ્છા દિલમાં થાય છે.

(૩) જ્યારે તેઓના આ સંદેશાઓ સફળતાપૂર્વક બીજા બંદાઓના દિમાગમાં બેસવા લાગ્યા, તો આ એક નવી વસ્તુ બની ગઈ. પછી કાફિરોએ તેને પોતાના પ્રચાર માટે વાપરવાનું શરૂ કર્યું અને અમુક એવા ગાયનો બનાવ્યા, જેની બેક ટ્રેક પર છે : There is no god. (ખુદા નથી).

હવે આ ગાયનને સાંભળનારને સામાન્ય રીતે દીન પ્રત્યે અણગમો થઈ જાય છે અને દિલમાં દીનની નફરત પેદા થાય છે.

(૪) એક ગાયનને બેક ટ્રેક પર તેઓએ આ સંદેશો મોકલ્યો : Worship the devil (શયતાનની પૂજા કરો).

જ્યારે તેઓ દરેક રીતે સફળ સાબિત થયા તો તેઓએ આ તરીકો અપનાવ્યો કે, મ્યૂઝિકને દરેક વસ્તુમાં દાખલ કરી આપો. જુઓ તો ખરા ! તેઓ પ્રોગ્રામ સાંભળે છે અને દરેક વસ્તુના બેક ગ્રાઉન્ડમાં મ્યૂઝિક સંભળાય છે.

હવે તો એવું પણ થઈ ગયું કે નઅતોના બેક ગ્રાઉન્ડમાં મ્યૂઝિક શરૂ થઈ ગયું છે. ટી.વી. પર કલિમ–એ– તય્યિબહનો ઝિક્ર થઈ રહ્યો છે અને તેના બેક ગ્રાઉન્ડ પર મ્યૂઝિક આવી રહયું છે.



સેલફોનની રિંગટોન જુઓ તો તેમાં પણ મ્યૂઝિક છે અને એવું મ્યૂઝિક આવી ગયું છે, જે મસ્જિદોમાં પણ આજકાલ વાગી રહ્યું છે. બયતુલ્લાહ શરીફનો તવાફ કરી રહ્યા છે અને મ્યૂઝિક વાગી રહ્યું છે. ઊભો છે સફમાં અને સફના દરમિયાન કોઈનો સેલફોન ખખડે છે તો તેના દ્વારા પણ મ્યૂઝિક સંભળાય છે. કોઈ મુસલમાન એવો નથી કે જે આ વિશે કંઈક પણ રિસર્ચ (Research) કરે. આજે આખા વિશ્વમાં વસતા મુસલમાનોને દીનથી દૂર કરવા કાફિરો કામ કરી રહ્યા છે; પરંતુ કુરબાન થઈ જઈએ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની બસીરત પર કે, આપે ચૌદ સો વર્ષ પૂર્વે જ બુરાઈઓ અને વઈદો સંભળાવી, જેને આપણે આગળ સવિસ્તર વાંચીશું.

કુર્આને કરીમે કાનોના માર્ગથી જાતીય ઉત્તેજનાની આ જ હકીકતને સામે રાખી સૌ પ્રથમ નબીની બીવીઓને અને પછી મુસલમાન સ્ત્રીઓને હુકમ કર્યો : ‘‘હે નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પત્નીઓ ! જો તમે પરહેઝગારી રાખો તો તમે સામાન્ય સ્ત્રીઓ પૈકી કોઈના સમાન નથી. એટલે તમારી સ્થિતિ સામાન્ય સ્ત્રીઆં જેવી નથી, બલકે અલ્લાહ તઆલાએ તમારી પસંદગી કરી સર્વશ્રેષ્ઠ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પત્ની હોવાની બુઝુર્ગી આપી. સર્વ મુસ્લિમોની માઓ હોવાનું ગૌરવ અર્પણ કર્યું, તેથી સંપૂર્ણ રીતે પવિત્રતા અને પરહેઝગારી ભર્યું વર્તન કરો, જેવી કે



તમારાથી આશા છે, તો અલ્લાહ તઆલાને ત્યાં એની ઘણી કદર થશે અને કદાચ કંઈ બુરાઈ થઈ જાય તો તે પણ તેટલા જ પ્રમાણમાં ભારે લેખાશે. સારાંશ કે ભલાઈ હોય અથવા બુરાઈ, દરેક સામાન્ય મુસ્લિમ ઓરતોથી તમારી હાલત જુદી જ છે. (પરપુરુષ માટે) તમે કોમળતાથી વાત ન કરો કે જેથી તેના દિલમાં (બદીનો) રોગ હોય તે લલચાવા લાગે અને વાજબી વાતો કહો.'' (અહઝાબ : ૩૨)

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની બીવીઓ અને મુસલમાન સ્ત્રીઓને આ હુકમ એટલા માટે આપવામાં આવ્યો હતો કે, ઈસ્લામ પૂર્વે આરબ પ્રદેશમાં જહાલત કાળમાં આજકાલની સંસ્કૃતિની જેમ રિવાજ હતો કે, સ્ત્રીઓ સ્વાભાવિક અને સામાન્ય ટેવ મુજબ નરમીપૂર્વક, આકર્ષક ઢબથી તેમજ દબાઈને વાત કરતી હતી. આ હુન્નર એમની ફેશનેબલ સોસાયટીમાં દાખલ હતો. એટલા માટે ખાસ કરીને પ્રતિબંધ મૂકવામાં આવ્યો કે, બલકે એવી રીતે બોલો જેમ કે માતા પિતાના દીકરા સાથે વાત કરે છે અને એ વાત પણ મુદાસર વાજબી કહો. શિયળવંતી ઔરતોનું એ જ લક્ષણ હોવું જોઈએ કે પરપુરુષથી વાત કરવામાં કંઈક કડક અવાજ રાખે, જેથી કોઈ દુરાચારીનું મન લલચાવા પામે નહીં.

અલ્લામહ કુર્તુબી (રહ.) લખે છે : મુસલમાન સ્ત્રીઓને આ તરીકાથી રોકવામાં આવી, જે અજ્ઞાન–જહાલત યુગમાં આરબ ઔરતોની ટેવ બની ચૂકી હતી કે જ્યારે આદમીઓથી





વાતો કરતી, તો એમનો વાત કરવાનો અંદાજ બિલકુલ એવો રહેતો જેમ કે વ્યભિચારી અને પાપી ઔરતોનો હોય છે. આ આયત પછી મુસ્લિમની માઓનો નિયમ હતો કે, જો કોઈ પુરુષ સાથે વાત કરવી પડતી તો પોતાના મોઢા પર હાથ મૂકી લેતા, એટલા માટે કે અવાજ બદલાઈ જાય.

ખુલાસો એ જ છે કે ગાયનો–મ્યૂઝિક, નાચગાનથી ઝિના (વ્યભિચાર) અથવા એની તરફ કંઈક તો ઝુકી જવાનો ખતરો રહે છે અને આ હકીકતને કોઈ રદ નથી કરી શકતું. જાણવું જોઈએ કે ગાયનોથી બે વસ્તુ જન્મ લે છે :

(૧) દિલને અલ્લાહ તઆલાની મહાનતાઓ વિશે ચિંતન કરવાથી અને એની ખિદમતમાં બાકી રહેવાથી ગાફિલ કરી આપે છે.

(૨) દિલને જલદી પ્રાપ્ત થનારી મજાઓ તરફ પ્રોત્સાહિત કરે છે.




આ વિશે જાણકારી પ્રાપ્ત કરવા માટે તે કુર્આની આયતો અને હદીસો જોઈએ, જેનો સંબંધ રાગ–રાગિણી અને ગાયનો સાથે છે.



# કુર્આની આયતો

સૂરએ લુકમાનમાં છે : "કેટલાક લોકો એવા પણ છે, જેઓ બેહૂદા (અલ્લાહ તઆલાથી ગફલતમાં નાખનારી) વાતો ખરીદે છે કે જેથી કંઈ પણ સમજ્યા વિના જ અલ્લાહ તઆલાના માર્ગથી લોકોને ભમાવી દે તથા તે માર્ગનો ઠઠ્ઠા–મજાક ઉડાવે. એવા લોકો માટે તુચ્છ બનાવનાર અઝાબ છે." (લુકમાન : ૬)

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.) "લહ્‌વલ્ હદીસ" (બેહુદા વાતો)ની તફસીર કરતાં લખે છે : **હુવ વલ્લાહિલ્ ગિના.** ખુદાની કસમ ! આનાથી મુરાદ રાગ, ગાન જ છે.

(બયહકી–કૃત : અસ્સુનલ કુબરા : ૧/૨૨૩)

મુફતી મુહમ્મદ શફીઅ સા. પાકિસ્તાની "મઆરિફુલ કુર્આન"માં લખે છે : આયાતમાંનો શબ્દ "હદીસ" તો વાતો અને કિસ્સા–કહાણીઓના અર્થમાં છે અને લહ્‌વનો અર્થ ગફલતમાં પડવાનો છે. જે વસ્તુઓ ઈન્સાનને જરૂરી કામોથી ગાફિલ (બેપરવા) કરી આપે તો "લહ્‌વ" કહેવામાં આવે છે અને અમુક વખત એવાં કામોને પણ લહ્‌વ કહેવામાં આવે છે, જેનો કોઈ ફાયદો ન હોય, કેવળ વખતની બરબાદી અને દિલને બહેલાવવાનો સામાન હોય.



ઉપરોક્ત આયતની તફસીરમાં જમહુર સહાબા, તાબિઈન અને બીજા મુફસ્સિરીનના મંતવ્ય મુજબ "લહ્વલ્ હદીસ" આમ (સર્વ સામાન્ય) છે. જે વસ્તુઓ ઈન્સાનને અલ્લાહ તઆલાની યાદ અને ઈબાદતથી ગફલતમાં નાખી દે, એમાં ગાયન, રાગ–રાગિણી અને વાજિંત્ર પણ સમાવિષ્ટ છે અને બેકાર વાર્તાઓ પણ. ઈમામ બુખારી (રહ.) ફરમાવે છે : "લહ્વલ્ હદીસ"થી મુરાદ ગાયન અને તેને લગતી વસ્તુઓ છે. (મઆરિફુલ કુર્આન : ૭/૨૦, ૨૧)

તદુપરાંત, આયતમાં તે લોકો માટે પણ ચેતવણી છે, જેઓ ગાયનોની કેસેટો, સી.ડી.ઓ, ફિલ્મની વીડિયો કેસેટ વગેરેનો ધંધો કરે છે અથવા ગાયનો વગાડવાના વ્યવસાયથી સંબંધિત છે અથવા કોઈપણ રીતે આ ભૂંડી વસ્તુઓ મુસ્લિમ સમાજમાં ફેલાવવાની કોશિશ કરે છે. કેમ કે આવા લોકો માટે ઉપરોક્ત આયતમાં પીડાદાયક અઝાબની ખુશખબરી આપવામાં આવી છે.

(૨) સૂરએ બની ઈસ્રાઈલમાં છે : "તેઓમાંથી જેના ઉપર તારો કાબૂ ચાલે તેમને પોતાના અવાજ વડે ડગાવી નાખજે."

(બની ઈસ્રાઈલ : ૬૪)

હઝરત મુજાહિદ (રહ.)ની તફસીર પ્રમાણે આયતમાં "અવાજ"થી મુરાદ ગીતો વગાડવા, અનાવશ્યક અને બેકાર





પ્રકારના કામો છે. (રૂહુલ મઆની : ૧૫/૧૧૧)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)થી તફસીર નકલ થઈ છે કે, આનાથી મુરાદ દરેક તે વસ્તુ છે જે ગુનાહ અને નાફરમાનીના તરફ બોલાવે છે અને તમે જાણો છો કે, ગુનાહ તરફ બોલાવનારી વસ્તુઓમાં સૌથી વધુ ચઢીને ગીતો છે. આ જ કારણે શયતાનની તફસીર ગીત–ગાયનથી કરેલી છે. જાણવા મળ્યું કે ગીતો–ગાયનો વગાડવા એ શયતાનનું હથિયાર છે, જેનાથી તે ઈન્સાનને સીધા માર્ગથી ભટકાવવાનું કામ લે છે.

ગુજરાતી તરજુમો અને તફસીરમાં છે : અવાજથી મતલબ અલ્લાહ તઆલાની નાફરમાની તરફ બોલાવતા અવાજો છે. વાજિંત્રો પણ એમાં શામિલ થઈ શકે છે.

(ગુજરાતી તર્જુમો અને તફસીર : ૨/૭૫૩)

(૩) સૂરએ નજ્મમાં છે : "શું તમો આ (ખુદાના) કલામથી આશ્ચર્ય પામો છો ? અને હસો છો અને રડતા નથી અને તમે રમતમાં પડયા છો ? (કિયામતના નજીક હોવાનું સાંભળી ખુદાના ખૌફથી રડવું અને ગભરાઈને પોતાના બચાવની તૈયારીમાં લાગવું વાસ્તવિક હતું, છતાં તેથી ઊલટું જ અચંબો–આનંદ અને રમત–ગમત કરો છો !)

(નજ્મ : ૫૯, ૬૦, ૬૧)



## નબવી અહાદીસ

(૧) હઝરત ઈમરાન બિન હુસૈન (રદિ.)થી રિવાયત છે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : મારી ઉમ્મતમાં પણ જમીનમાં ધસવાના, ચહેરાઓ વિકૃત થવાના અને પથ્થરોના વરસાદના બનાવો બનશે. એક શખ્સે પૂછયું : યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આવું કેમ થશે ? રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જ્યારે ગાયિકાઓ અને વાજિંત્રોનો આમ રિવાજ થઈ જશે અને પુષ્કળ પ્રમાણમાં દારૂ પીવામાં આવશે. (તિરમિઝી શરીફ : ૨/૪૪– હદીસ નંબર : ૨૨૧૨)

(૨) હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જ્યારે માલે ગનીમત (શત્રુને હરાવી મળેલ માલ)ને વ્યક્તિગત માલ બનાવવામાં આવે, જ્યારે અમાનતને લૂંટનો માલ સમજવામાં આવે, જ્યારે ઝકાતને ટેક્ષ સમજવામાં આવે, જ્યારે દીનનું ઈલ્મ દુનિયા કમાવવા માટે શીખવામાં આવે, જ્યારે પતિ પોતાની પત્નીનું કહેવું માને અને મા'ની નાફરમાની કરવા લાગે, દોસ્તને નજીક અને બાપને દૂર રાખે, જ્યારે મસ્જિદોમાં ઘોંઘાટ થવા લાગે, જ્યારે કબીલાનો સરદાર બદતરીન શખ્સ હોય, જ્યારે કૌમનો સરદાર નીચ કક્ષાનો હોય, જ્યારે બદમાશ માણસની ઈઝઝત તેની



બદમાશીના ખૌફથી કરવામાં આવે, જ્યારે ગાયિકાઓ અને વાજિંત્રોનો રિવાજ સામાન્ય થઈ જાય, જ્યારે શરાબ પીવામાં આવે અને ઉમ્મતના આખરી લોકો પૂર્વજો પર ફિટકાર કરવા લાગે, તો તે સમયે તમે ઈન્તિઝાર કરો લાલ આંધીનો, ધરતીકંપનો, જમીનમાં ધસવાનો, ચહેરાઓ મસ્ખ–વિકૃત થવાનો અને કિયામતની એવી નિશાનીઓનો જે વારાફરતી એવી રીતે આવશે, જેમ કે હારની દોરી તૂટી જાય તો તેના મણકા એક પછી એક વિખેરાતા ચાલ્યા જાય છે.

(તિરમિઝી શરીફ : ૨/૪૫–હદીસ નંબર : ૨૨૧૧)

(૩) હઝરત રાફિઅ (રહ.)થી મરવી છે, હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ એક વખત ગોવાળિયાથી વાંસળીનો અવાજ સાંભળ્યો તો પોતાના કાનોમાં આંગળીઓ નાખી દીધી અને પોતાની સવારીને રસ્તાથી ફેરવી લીધી, પછી કહેવા લાગ્યા : નાફિઅ ! અવાજ આવે છે ? મેં અરજ કરી : હા, આપ ચાલતા રહયા, ત્યાં સુધી કે મેં અરજ કરી : હવે અવાજ આવતો નથી ત્યારે આપ (રદિ.)એ પોતાના કાનોમાંથી આંગળી કાઢી લીધી અને તે જ રસ્તા પર આવી ગયા, પછી ફરમાવ્યું : મેં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જોયા કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ગોવાળની વાંસળીનો અવાજ સાંભળી આવું જ કર્યું હતું.

(અબૂ દાવૂદ શરીફ : ૬૭૪– હદીસ નંબર : ૪૯૨૪૩ મુસ્નદે અહમદ : ૨/૮, ૩૮)





આ છે તે ખુદાતરસ અને અલ્લાહ તઆલાના નેક બંદાઓનો શયતાની અવાજો સાથેનો વર્તાવ કે ઈરાદાપૂર્વક સાંભળવું તો ઘણી જ દૂરની વાત, જો ક્યારેક ઈરાદા વગર પણ સાંભળવામાં આવી જાય તો કાનોમાં આંગળીઓ ખોસી દેતા હતા.

અહિંયા અમુક લોકો ઘણી મક્કમતાથી કહે છે : આ હદીસથી જણાયું કે વાંસળી અને વાજિંત્રોનો અવાજ સાંભળવો જાઈઝ છે, કેમ કે વાંસળીનો અવાજ સાંભળવો જાઈઝ ન હોત તો ઈબ્ને ઉમર (રદિ.) કેવળ પોતે કાન ન બંધ કરત, બલકે નાફિઅને પણ તેનો હુકમ કરત.

હાલાંકે પ્રથમ વાત તો આ જ છે કે હઝરત નાફિઅ તે સમયે નાબાલિગ હતા, એટલા માટે મુકલ્લફ (સુસજ્જિત) પણ ન હતા. અલ્લામહ ઈબ્ને અષીર જઝ્રી (રહ.)એ આ વાતની ચોખવટ કરી છે કે, "કાલ નાફિઉ : વકુન્તુ ઈઝ્ ઝાક સગીરન." (જામિઉલ ઉસૂલ : ૮/૪૫૭)

બીજી વાત એ કે ગુનાનો આધાર કસ્દો–ઈરાદા પર છે. એટલા માટે જે કામ વગર ઈરાદે હોય તે ગુનાપાત્ર નથી, જેમ કે નામહરમ ઓરત પર વિચાર્યા વિના નજર પડી જવી ગુનો નથી. અલબત્ત, ઈરાદાપૂર્વક જોવું ગુનો છે યા હાલતે એહરામમાં હાજી માટે ખુશ્બૂ સૂંઘવી જાઈઝ નથી, પરંતુ વગર ઈરાદે ખુશ્બૂનો એહસાસ થાય તો કોઈ પકડ નથી. એટલા



માટે વાંસળી અને વાજિંત્રનો અવાજ ઈરાદાપૂર્વક સાંભળવો ગુનો છે. અલબત્ત, જો વગર ઈરાદે કાનો પર પડી જાય તો ગુનો નથી. એટલા માટે હઝરત ઈબ્ને ઉમર (રદિ.)ને જે અવાજ સંભળાતો હતો તે વિના ઈરાદા હતો અને તેમના માટે કાન બંધ કરવા જરૂરી ન હતા, પરંતુ તેમની બુઝુર્ગી અને તકવાનો તકાદો આ જ હતો કે તેઓ કાન બંધ કરી લેત, ખાસ કરીને એ કારણે પણ કે જાતે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પણ આવા અવસરે કાન બંધ કરી લીધા હતા, પરંતુ આ તકવો હતો, ફત્વો ન હતો. એટલા માટે તેઓએ અમલીરૂપે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની હદીસ શરીફ સંભળાવી નાફિઅને પણ તકવાના મુતાબિક અમલ કરવા પ્રેરિત કર્યા.

આનું ઉદાહરણ બિલકુલ એવું જ છે, જેમ કે રસ્તામાં અમુક વ્યક્તિઓ હરામ અને નાજાઈઝ વાતો કરી રહ્યા હોય અને કોઈ મુત્તકી–પરહેઝગાર આદમી ત્યાંથી ગુજરે, તો જો કાન બંધ કરી લે તો બેહતર છે અને કાન બંધ કર્યા વિના એમ જ ગુજરી જાય તો પણ ગુનેહગાર નહિ થાય. શર્ત એ કે ઈરાદાપૂર્વક તેઓની વાતચીત ન સાંભળે અને તેમની વાતચીતથી કોઈ દીની નુકસાન પણ પેદા ન થતું હોય અને જેનું કોઈપણ ભોગે સાંભળવું વાજબી ન હોય.

(૪) હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર (રદિ.)થી રિવાયત છે, હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ



ફરમાવ્યું : નિઃસંદેહ, અલ્લાહ તઆલાએ શરાબ, જુગાર, ઢોલ–ત્રાસા અને તંબૂરને હરામ ઠરાવ્યાં છે. તદુપરાંત, દરેક નશાકારક વસ્તુ હરામ છે.

(અબૂ દાવૂદ શરીફ : ૫૧૯–હદીસ નંબર : ૩૬૮૫, મુસ્નદે અહમદ : ૨/૧૫૮)

(૫) હઝરત ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત છે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક રાતે કોઈ શખ્સનો ગાવાનો અવાજ સાંભળ્યો તો ત્રણ વાર ફરમાવ્યું : તેની નમાઝ કબૂલ નથી, તેની નમાઝ કબૂલ નથી, તેની નમાઝ કબૂલ નથી. (નયલુલ અવતાર : ૮/૧૦૦)

(૬) હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ગાયન સાંભળવું ગુનો છે, તેના માટે બેસવું દુરાચાર છે અને તેનાથી મજા માણવી કુફ્ર છે. (નયલુલ અવતાર : ૮/૧૦૦)

હદીસ શરીફમાં કુફ્રથી મુરાદ "નેઅમતની નાશુક્રી" છે. મતલબ આ છે કે અલ્લાહ તઆલાએ ઈન્સાનને અવયવો એટલા માટે આપ્યા છે કે, તેને તેના અહકામના મુતાબિક વાપરે અને પોતાની તાકાત, ક્ષમતાને તેની ઈબાદતમાં લગાવે, પરંતુ જો આવું કરવાના બદલે તે આ જ વસ્તુઓને અલ્લાહ તઆલાની નાફરમાની અને ગુનામાં ખર્ચ કરે, તો આથી વધીને નાશુક્રી શું હશે ?



(૭) હઝરત અલી (રદિ.)થી રિવાયત છે, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : મને વાજિંત્રો–વાદ્યોને તોડવા માટે મોકલવામાં આવ્યો છે.

(કન્ઝુલ ઉમ્માલ : ૭/૩૩૫)

(૮) હઝરત આઈશહ (રદિ.)થી રિવાયત છે, સરકારે દો આલમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : નિ:શંક, અલ્લાહ તઆલાએ ગાયિકા બાંદીના ખરીદ–વેચાણને, તેના મહેનતાણાને અને તા'લીમને અને તેનો રાગ સાંભળવાને હરામ ઠેરવેલ છે અને ત્યાર બાદ આ તિલાવત આયત ફરમાવી : વ **મિનન્નાસિ મંય્ યશ્તરી લહ્વલ્ હદીષ.** (રૂહુલ મઆની–કદીમ : ૬/૪૬૩, ૪૬૪)

(૯) હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ગાયનની મુહબ્બત દિલમાં એવી રીતે નિફાક પેદા કરે છે, જેવી રીતે પાણી હરિયાળી ઉગાડે છે.

(ઈસ્લામ ઔર મૂસીકી : ૧૪૯)

(૧૦) હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ કોઈ ગાયિકાનો અવાજ સાંભળશે તો કિયામતના દિને તેના કાનોમાં પીગળેલું સીસું નાખવામાં આવશે.

(ઈસ્લામ ઔર મૂસીકી : ૧૫૦)



(૧૧) હઝરત અલી (રદિ.)થી રિવાયત છે, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ આ હાલતમાં ઈન્તિકાલ કરે કે તેની પાસે ગાયિકા બાંદી હોય, તો તેની નમાઝે જનાઝહ ન પઢો.

(ઈસ્લામ ઔર મૂસીકી : ૧૫૧)

(૧૨) સફવાન બિન ઉમય્યહથી રિવાયત છે, હઝરત અમ્ર બિન કુર્રહએ (બારગાહે નબવીમાં) અરજ કરી : યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! હું ઘણો બદબખ્ત છું, કારણ કે મને રોજી પ્રાપ્ત કરવાનું માધ્યમ સિવાય દફના આવડતું નથી. આપ મને ઈજાઝત આપો કે હું ફહ્હાશી (કુકર્મી) વગર ગાઉં. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : કદાપિ હું તમને આવા બદતરીન અને નીચ કામની ઈજાઝત નહિ આપું. હે ખુદાના દુશ્મન ! તમે જૂઠ બોલો છો, અલ્લાહ તઆલાએ તમને એ કાબિલ બનાવ્યા છે કે હલાલ–તય્યિબ રોજી હાસિલ કરો, પરંતુ તમે જાતે જ હરામ રોજીને (હલાલ રોજીને બદલે) અખ્તયાર કરી રાખી છે. (ઈસ્લામ ઔર મૂસીકી : ૧૫૧)

(૧૩) હઝરત અનસ અને હઝરત આઈશા (રદિ.)થી રિવાયત છે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : બે પ્રકારના અવાજ એવા છે, જેના પર દુનિયા–આખિરત બંનેમાં લઅનત કરવામાં આવી છે : (૧) ખુશીના મોકા પર વાજુંગાજુંનો અવાજ, (૨) મુસીબતના મોકા પર





નિસાસો અને ફરિયાદ–વિલાપનો અવાજ.

(ઈસ્લામ ઔર મૂસીકી : ૧૫૧)

**શયતાનની ધોકાબાજી** : હાફિઝ ઈબ્ને કય્યિમ (રહ.)એ ઘણી જ સરસ વાત લખી છે. હું એનો ખુલાસો નકલ કરું છું. મવસૂફ લખે છે : "માનવીના દિલ પર બે હાલતો છવાઈ જાય છે : એક દુઃખની અને બીજી ખુશીની. દુઃખની હાલત વધુ પડતી ત્યારે પ્રસરે છે જયારે માણસની કોઈ પ્રિય વસ્તુ ખોવાઈ જાય છે અને ખુશીની હાલત ત્યારે છવાઈ છે જયારે માણસને કોઈ કિંમતી વસ્તુ મળે છે."

(મદારિજુસ્સાલિકીન : ૧/૪૯૮)

ઉપરોક્ત બન્ને હાલતોની તુલનામાં બે ઈબાદતો રાખવામાં આવી છે. દુઃખની હાલતમાં સબ્ર–ધીરજ રાખવી અને અલ્લાહ તઆલાની ચાહત પર રાજી રહેવું ઈબાદત છે અને ખુશીની હાલતમાં અલ્લાહ તઆલાની બક્ષિસ અને ઈનામ પર શુક્ર–ઉપકાર માનવો ઈબાદત છે. ધીરજ અને ઉપકાર વાસ્તવમાં ઘણી મોટી ઈબાદતો છે, જેના ફઝાઈલ અને ફાયદાઓ કુર્આને કરીમ અને હદીસ શરીફમાં વિપુલ પ્રમાણમાં આવેલ છે. શયતાને પ્રપંચથી કામ લઈ આ બન્ને અવસર પર અલ્લાહ તઆલાની યાદથી અને ઈબાદતથી હટાવવા અને નેકી કમાવવાથી વંચિત કરવા માટે ઈન્સાનને બે એવાં કામોમાં લગાવી દીધો, જે અલ્લાહ તઆલાની નાફરમાની અને મોટો ગુનો છે. અર્થાત્ દુઃખના અવસર પર



રડવામાં, વિલાપ કરવામાં અને આક્રંદમાં લગાડયો અને ખુશીના અવસર પર રાગ–રાગિણી, ગાયનો, મ્યૂઝિક અને સંગીતમાં પરોવી દીધો. **(ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન).**

(૧૪) હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ગાયન ગાવાની અને ગાયન સાંભળવાની મનાઈ ફરમાવી છે. તદુપરાંત, ચાડી–ચુગલી ખાવાની અને સાંભળવાની મનાઈ ફરમાવી છે. (ઈસ્લામ ઔર મૂસીકી : ૧૫૪)

(૧૫) હઝરત ઝૈદ બિન અરકમ (રદિ.)થી રિવાયત છે, એક વાર હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મદીના મુનવ્વરહની કોઈ ગલીથી ગુજરી રહ્યા હતા, તો એક નવયુવાન આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની નજીકથી (કોઈ ગીત) ગાતો ગુજર્યો. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેને સંબોધતા ફરમાવ્યું : હે નવયુવાન ! અફસોસ છે તારી ઉપર, તું કુર્આને કરીમ (તરન્નુમ) મધુરતાથી કેમ પઢતો નથી ?

(ઈસ્લામ ઔર મૂસીકી : ૧૫૫)

(૧૬) હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત છે, હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જ્યારે કોઈ વ્યક્તિ ગાવા માટે અવાજ કાઢે છે,



તો અલ્લાહ તઆલા તેના ઉપર બે શયતાનને મોકલે છે, જેઓ તેના ખભા પર બેસી પોતાની એડીઓ તેની છાતી પર મારતા રહે છે, ત્યાં સુધી કે તે ખામોશ ન થઈ જાય.

(ઇસ્લામ ઔર મૂસીકી : ૧૫૫)

(૧૭) હઝરત આઈશહ (રદિ.)થી રિવાયત છે, હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ'સલ્લમ)એ બદ્રના દિવસે હુકમ ફરમાવ્યો : ઊંટોની ગરદનોમાંથી ઘંટડીઓ કાપી નાખવામાં આવે. (ઇસ્લામ ઔર મૂસીકી : ૧૫૯)

હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સખત મુમાનઅતના કારણે સહાબા (રદિ.) પણ ઘંટડી પર રોક લગાડતા હતા, ત્યાં સુધી કે તેઓ તે ઝાંઝરને નાપસંદ કરતા હતા, જેમાં ઘૂઘરીઓ લાગેલી હોય. એટલા માટે હઝરત અબ્દુર્રહમાન બિન હસ્સાનની બાંદીનું બયાન છે : એક વાર તેઓ હઝરત આઈશહ (રદિ.) પાસે બેઠાં હતાં, એક બચ્ચી લાવવામાં આવી, જેણે ઘૂઘરી પહેરેલી હતી અને તેનો રણકાર ગૂંજતો હતો. આપ (રદિયલ્લાહુ અન્હા)એ ફરમાવ્યું : તેને મારી પાસે ન લાવો જ્યાં સુધી કે ઘૂઘરીઓ કાપી ન નાખે. એટલા માટે કે મેં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાંભળ્યું છે કે, તે ઘરમાં ફરિશ્તા દાખલ થતા નથી, જેમાં ઘંટડી હોય. (અબૂ દાવૂદ શરીફ : ૫૮૧)

ઉપરોક્ત અહાદીસથી જણાયું કે, આપ (સલ્લલ્લાહુ



અલયહિ વ સલ્લમ)એ કેવળ વાંસળીઓની મુમાનઅત ફરમાવી નથી, બલકે ઘંટડી અને ઘૂઘરીઓ બાંધવાની પણ મનાઈ ફરમાવી છે અને આમાં શકને કોઈ જ સ્થાન નથી કે આ વસ્તુઓ પણ સંગીતના સાધનોમાં દાખલ છે અને નાચગાન, રાગરંગમાં જબરદસ્ત મદદરૂપ છે. આ જ કારણ છે કે નાચગાનમાં ઘૂંઘરું વગર જાન પડતી જ નથી.

આ જ ઘંટડીની અહાદીસથી હઝરત શયખુલ હિન્દ મહમૂદુલ હસન સાહબ (રહ.) પણ સંગીતના હરામ હોવા વિશે દલીલ પકડતા હતા. તેમના શાગિર્દ મવ. મુહમ્મદ સિદ્દીક સાહેબે તેમનો અબૂ દાવૂદ શરીફનો દર્સ કલમબદ્ધ છે, લખે છે : આપ હદીસ "અલ જરસુ મઝામીરિશ્શયતાનિ"નું વિવરણ કરતાં ફરમાવે છે : પ્રકરણની હદીસમાં જરસના હકમાં "મિઝમારુશ્શયતાન"ના શબ્દો વપરાયેલા છે. એટલા માટે આ દિલને યાદે ઈલાહીથી ગાફેલ કરે છે. યાદ રાખો ! "મઆઝિફ" તે વાજિંત્રને કહેવાય છે, જે મોં વડે વગાડવામાં આવે છે અને "મલાહી" તે સાધનોને કહે છે, જે હાથો વડે વગાડવામાં આવે છે, તેના હરામ હોવા પર ચારેય ઈમામો સર્વસંમત છે. અલબત્ત, સહરી–વલીમહ યા બીજી કોઈ સહીહ ગરજ માટે ઢોલ (દફ)નો અપવાદ કરાયો છે.

અમુક સૂફીઓથી "સરોદ" સાંભળવાનું સાબિત છે. સરોદ (નગ્મા, ગાન) એક ફારસી શબ્દ છે, જેનો અર્થ છે : "સંગીતની સામગ્રી વગર કેવળ પંક્તિઓ સાંભળવી."



પૂર્વજોમાંથી કોઈથી પણ (અલ્લાહ તઆલા પનાહ આપે) મઆઝિફ અને મલાહી સાંભળવું સાબિત નથી.

(૧૮) હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રાવી છે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જ્યારે ઈબ્લીસ જમીન પર આવવા લાગ્યો તો તેણે અલ્લાહ તઆલાથી અરજ કરી : હે પરવરદિગાર ! તું મને જમીન પર મોકલી રહ્યો છે અને રાંદ–એ–દરગાહ (દરબારમાંથી બહિષ્કૃત) કરી રહયો છે, તો તું મારા માટે કોઈ ઘર બનાવી દે. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : તારું ઘર હમ્મામ (સ્નાનગૃહ) છે. તેણે અરજ કરી : મારા માટે કોઈ બેઠક (મજલિસ) પણ બનાવી દે. ફરમાવ્યું : બજાર અને માર્ગો (તારી બેઠક) છે. અરજ કરી : મારા માટે ખાવું પણ નક્કી ફરમાવી દે. ફરમાવ્યું : તારું ખાણું દરેક તે વસ્તુ છે, જેના પર અલ્લાહ તઆલાનું નામ ન લેવાય. અરજ કરી : મારું પીણું પણ નક્કી ફરમાવી દે. ફરમાવ્યું : દરેક નશાકારક વસ્તુ તારું પીણું છે. અરજ કરી : મારી તરફ બોલાવનારી કોઈ વસ્તુ અર્પણ કર. ફરમાવ્યું : વાજુંગાજું તારો મુનાદી છે. અરજ કરી : મારા માટે વારંવાર પઢાતી વસ્તુ બનાવી દે. ફરમાવ્યું : બેકાર પંક્તિ તારી વારંવાર પઢનારી વસ્તુ છે. અરજ કરી : મને કોઈ લખાણ દઈ દે. ફરમાવ્યું : ગૂંદવૂં–છૂંદણા પાડવા (તારું લખાણ છે.) અરજ કરી : મારા માટે વાતચીત પણ નક્કી ફરમાવ. ફરમાવ્યું : જૂઠ (તારું કલામ છે). અરજ



કરી : મારા માટે જાળ નક્કી ફરમાવ. ફરમાવ્યું : ઓરતો (તારી જાળ છે).

(ઈસ્લામ ઔર મૂસીકી : ૧૬૩, ૧૬૪, અલ્મુઅ્જમુલ કબીર : ૮/૨૦૭, હદીસ નંબર : ૭૮૩૬, મજ્મઉઝ્ઝવાઈદ : ૮/૧૧૯, અનવારે નુબુવ્વત : ૫૧૭)

(૧૯) હઝરત ઈબ્ને મસ્ઊદ (રદિ.)એ એક જગ્યાએ ગાવાનો અવાજ સાંભળ્યો, તો તરત ત્યાંથી ઉઠીને ચાલતા થયા. આ વાત નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ) સુધી પહોંચી તો ફરમાવ્યું : ઈબ્ને મસ્ઊદ (રદિ.) શરીફ આદમી છે. (ઈસ્લામ ઔર મૂસીકી : ૧૬૫)

(૨૦) ખુદ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાના બાળપણનો બનાવ સંભળાવ્યો : મેં કદાપિ એવા કામનો ઈરાદો કર્યો નથી, જે જાહિલિય્યતના લોકો કરતા હોય, સિવાય બે વાર : (૧) એક વાર આરબના આમ નવયુવાનોની જેમ બેઠો સાથીઓ સાથે વાતો કરી રહ્યો હતો, તો એક ઘરેથી ગાવાનો અવાજ આવ્યો. મેં પૂછયું : આ શું સિલસિલો છે ? કહેવા લાગ્યા : ફલાણાના ત્યાં શાદી છે. હું ગાયનના અવાજથી ગાફેલ થઈ ગયો ત્યાં સુધી કે મને ઊંઘ આવી ગઈ અને સૂઈ ગયો અને એવો સૂઈ ગયો કે આગલા દિવસે સૂર્યની ગરમીથી આંખ ખૂલી. (૨) ફરીવાર હું એ બાજુ આવ્યો તો તે જ ગાવાનો અવાજ આવ્યો અને ફરી વાર મને ઊંઘે ઘેરી લીધો. બખુદા ! મેં કોઈ બુરું કામ કર્યું નથી. અહિંયા સુધી કે



મને અલ્લાહ તઆલાએ નુબુવ્વતથી સરફરાઝ ફરમાવ્યો.

(ઈસ્લામ ઔર મૂસીકી : ૧૬૭)

તદુપરાંત, આ કિસ્સાથી માલૂમ થયું કે, ગાયન વગાડવું એક બુરું કામ છે, કેમ કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અહિંયા તેને બુરાં કામોમાં શુમાર કર્યું છે.

(ઈસ્લામ ઔર મૂસીકી : ૧૬૮)

(૨૧) હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : કિયામતના નજીક મારી ઉમ્મતના અમુક લોકોની સૂરતો (ચહેરાઓ) વિકૃત કરી તેઓને વાંદરા અને ડુક્કરોની સૂરતોમાં ફેરવી નાખવામાં આવશે. સહાબા (રદિ.)એ પૂછયું : યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! શું તે લોકો મુસલમાન હશે ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : હા, તેઓ આ વાતની ગવાહી આપશે કે અલ્લાહ તઆલાના સિવાય કોઈ મા'બૂદ નથી અને આ કે હું (અર્થાત્ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહ તઆલાના રસૂલ છે અને તેઓ રોઝાઓ પણ રાખતા હશે. સહાબા (રદિ.)એ અરજ કરી : પછી તેઓની આ હાલત કેમ કરીને થશે ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : તેઓ વાજાગાજા અને ગાયિકા ઓરતોથી ટેવાયેલા હશે. શરાબ પીશે. એક રાત્રે જ્યારે તેઓ શરાબ પીવામાં અને ખેલકૂદમાં મશગૂલ હશે



તો સવાર થતાં તેઓની સૂરતો વિકૃત થઈ ચૂકી હશે.

(ઈસ્લામ ઔર મૂસીકી : ૧૨૦)

(૨૨) મજકૂર સહાબી (રદિ.)થી રિવાયત છે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : તે ઝાતની કસમ, જેણે મને હક સાથે મબ્ઊસ (અવતરિત) ફરમાવ્યો, દુનિયા ત્યાં સુધી ખતમ નહિ થાય જ્યાં સુધી જમીનમાં ધસવાના, પથ્થરોની વર્ષા થવાના અને ચહેરા બગડવાના બનાવો ન બને. લોકોએ પૂછયું : યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આવું ક્યારે થશે ? તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જ્યારે તમે જુઓ કે ઓરતો ઝીન પર સવાર થવા લાગે (અર્થાત્ ડ્રાઈવિંગ કરવા લાગે) અને ગાનારીઓની સંખ્યા વધી જાય અને જૂઠી ગવાહીઓ સામાન્ય થઈ જાય અને પુરુષ પુરુષોને અને સ્ત્રી સ્ત્રીઓને પૂરતી સમજવા લાગે (અર્થાત્ સૃષ્ટિ વિરુદ્ધનું અને સજાતીય કૃત્ય કરવા માંડે). (ઈસ્લામ ઔર મૂસીકી : ૧૬૮)

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની દુઆના કારણે ઉમ્મત પર એકદમ કોઈ એવો ખતરનાક અઝાબ નહિ ઉતરે, જેનાથી પૂરી ઉમ્મત તબાહ અને બરબાદ થઈ જાય. નિઃસંદેહ, ઘણી હદીસથી આ વાત સાબિત છે કે, કિયામતના નજીક ઉમ્મતના અમુક લોકો પર તઓના કરતૂતોના લઈને અઝાબ ઉતરશે કે સખત ધરતીકંપ પછી એમને જમીનમાં ધસાવી દેવામાં આવશે, એમના ચહેરાઓ બગડી જશે અને

એમના પર આસમાનથી પથ્થરોનો વરસાદ થશે. જે હદીસોમાં આ અઝાબનું કારણ બતાવવામાં આવ્યું છે એમાંથી વધુ પડતી હદીસોમાં એક કારણ એ છે કે, તે લોકોમાં લહ્‌વો–લઈબ (સેરસપાટા અને મનોરંજન) આમ થઈ જશે. ગાયિકાઓ સમાજમાં પ્રચલિત થઈ જશે અને લોકોની દીની અને અખ્લાકી હાલત એટલી ભ્રષ્ટ અને નષ્ટ થઈ જશે કે તેઓ નાચગાન, મ્યૂઝિક અને વાંજિંત્રોને હલાલ કામ સમજવા લાગશે.

ઉપરોક્ત હદીસોથી આ વાત જાણવા મળી કે, ઉમ્મતમાં મસ્ખ (વિકૃત) થશે, એમાંની વધુ પડતી હદીસોમાં આ અઝાબનું કારણ નાચગાન, ગીતોનો મોજશોખ અને દારૂનું વ્યસન દર્શાવ્યું છે.

## મસ્ખ (વિકૃત)નો પ્રકાર

ઉલમાનો મતભેદ છે કે અહિંયા મસ્ખનો હકીકી (વાસ્તવિક) અથવા મજાઝી (કાલ્પનિક) અર્થ મુરાદ છે.

અમુક ઉલમાનું કહેવું છે કે વાસ્તવિક અર્થ છે. એટલે કે તે લોકોની શકલ ખરેખર વાંદરાઓ અને ડુક્કરો જેવી બની જશે. જો આ અર્થ લેવામાં આવે તો કંઈ અશક્ય વાત નથી, કેમ કે અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર કાબૂ ધરાવનાર છે અને જેને જેવી ઈચ્છે સજા આપી શકે છે; પરંતુ આ સૂરતમાં

કહેવું પડશે કે ગાલિબન અને શકયતઃ આવું તે જમાનામાં થશે જ્યારે કિયામતની મોટી મોટી નિશાનીઓ જાહેર થશે અને આ પણ એક મોટી જ નિશાની હશે.

અમુક ઉલમાનો મત છે કે મસ્ખનો કાલ્પનિક અર્થ મુરાદ છે. એટલા માટે આ મતલબ નથી કે તે લોકોના ચહેરા હૂબહૂ વાંદરાઓ અને ભૂંડ જેવા થઈ જશે, બલકે અર્થ એ છે કે જ્યારે કોઈ માણસ ખરાબ કામ કરે છે. દા.ત. કોઈની સાથે દગો કરે છે અથવા કોઈના ઉપર જુલ્મ કરે છે અથવા બદકારી કરે છે તો એનું દિલ આ ગુનાહોથી પ્રભાવિત થાય છે અને જો ગુનાહને વારંવાર કરે છે તો એનું દિલ એ ગુનાહના રંગમાં રંગાઈ જાય છે અને તેની તબિયત (પ્રકૃતિ)માં એ ગુનાહના અસાધારણ ગુણો અર્થાત્ દગો, છેતરપિંડી, તંગદિલી, બેહયાઈ અને નિર્લજ્જતા રચી જાય છે. જેના પરિણામે તે માનવતાથી દૂર અને હૈવાનિયત (પશુતા)થી નજીક થઈ જાય છે અને એમાં જાનવરોમાં મળતાપણું પેદા થઈ જાય છે. જો તે બેશરમી અને બેહયાઈનું આચરણ કરે છે તો એની તબિયતમાં ડુક્કરના અખ્લાક પેદા થાય છે અને કોઈની સાથે દગો અને છેતરપિંડી કરે છે તો એની તબિયતમાં વરૂ અને શિયાળની આદતો પેદા થાય છે અને જો તે લોભી થઈ જાય છે તો એની તબિયતમાં કૂતરાની આદતો જન્મ લે છે.

ઈન્સાન જે પ્રકારનો ગુનો કરે છે તો તેનાથી તે જ સિફતના માલિક જાનવરના અખ્લાક તેમાં પેદા થાય છે, ત્યાં જ તેના



ચહેરા પર તે જાનવરનો ચહેરો અને રૂપ જાહેર થવા લાગે છે. કેમ કે આ એક વાસ્તવિકતા છે કે બાહ્ય બદનનો અંતરાત્માથી ઊંડો લગાવ છે. પ્રારંભિક રૂપ તો ઘણું હલકું હોય છે; પરંતુ ધીરે ધીરે તે ગુનાહને વારંવાર કરવાથી બિલકુલ સ્પષ્ટ થઈ જાય છે. ત્યાં સુધી કે એક વખત એવો આવે છે કે, તેનું દિલ વરુ અને ડુક્કરના દિલની જેમ અને ચહેરો વરુ અને સૂવરના ચહેરા સમાન થઈ જાય છે.

એટલા માટે જ આદમીમાં ફિરાસત (દીર્ઘદષ્ટિ અને અંતરદષ્ટિ) હોય તો તે માણસનો ચહેરો જોઈને જ તેના અખ્લાકો–કિરદારને જાણી લે છે અને તેના ચહેરામાં દષ્ટિગોચર થતા જાનવરના રૂપને ઓળખી લે છે. આ જ કારણે તમે એક કાતિલના ચહેરા પર નિર્દયતા પામશો, એક ધોકાબાજ આદમીના ચહેરા પર ચાલાકી અને છળકપટ અને ધુતારાપણું જોશો અને એક ઝાની અને બદકારના ચહેરા પર નહૂસત દષ્ટિગોચર થશે. એટલું જ નહિ, બલકે આ અસરો તે જાનવરોની પણ ચાડી–ચુગલી ખાઈ રહ્યા હશે, જે આ ગુણોના હકીકી માલિક છે.

રહ્યો એ સવાલ કે જે લોકો ગાયન અને સંગીતમાં મશગૂલ હોય, તેમનો ચહેરો સૂવર અને વાંદરાની સૂરતમાં વિકૃત કેમ ? તદુપરાંત, આ બન્ને જાનવરોની જ કેમ વિશિષ્ટતા છે ? તો આનો જવાબ અમારી સમજ મુજબ આ છે કે, સંગીત–મ્યૂઝિકથી જે બે મોટા ગુણો પેદા થાય છે તે બેહયાઈ





અને બેગયરતી (નિર્લજ્જતા) અને બેવકારી વ નક્કાલી છે. નિઃશંક, બેહયાઈ અને બેગયરતીના ગુણો ધરાવનાર સૂવર છે અને બેવકારી વ નક્કાલી (નાટકીયતા)નો હકીકી માલિક વાંદરો છે.

## પૂર્વજ બુઝુર્ગોના મંતવ્યો

(૧) હઝરત કાસિમ બિન મુહમ્મદ (રહ.)ને કોઈએ રાગ–ગાયન વિશે સવાલ કર્યો. આપે જવાબ આપ્યો : હું ગિનાથી રોકું છું અને તેને નાપસંદ કરું છું. તે માણસે પૂછયું : શું તે હરામ છે ? આપે ફરમાવ્યું : જુઓ ભત્રીજા ! જ્યારે અલ્લાહ તઆલા હક અને બાતિલને અલગ અલગ કરશે તો ગિના (રાગ–ગાયન)ને શામાં રાખશે ?

ઈમામ કુર્તુબી (રહ.)એ હઝરત કાસિમ બિન મુહમ્મદ (રહ.)ના આ શબ્દો નકલ કર્યા છે : ગાવું એક બાતિલ કામ છે અને હરેક બાતિલ કૃત્ય દોઝખમાં છે.

(ઈસ્લામ ઔર મૂસીકી : ૧૬૯)

(૨) ઉસ્માન લયૂષીએ યઝીદ બિન વલીદ નાકિસનું કથન નકલ કર્યું છે : હે બની ઉમય્યહ ! તમે રાગ–ગાયનથી બચો, કેમ કે તે શર્મને ઘટાડે છે, શહવત અને નફસાનિયત (ઘમંડ)ને વધારે છે અને અખ્લાકો–મુરુવ્વત (માણસાઈ)ને ખતમ કરે છે, તે શરાબનો નાયબ છે, નશાનું કામ કરે છે. જો તમે તેનાથી





બચી શકતા નથી તો કમસે કમ ઓરતોને તેનાથી દૂર રાખો, એટલા માટે કે ગિના ઝિનાને ઉત્તેજન આપનાર છે.

(ઈસ્લામ ઔર મૂસીકી : ૧૭૦)

(૩) મુહદ્દિસે ઝિહાક (રહ.)નું કથન છે : ગિના માલનો ખુવાર, ખુદાની નારાજગી અને દિલના બગાડનો સબબ છે.

(ઈસ્લામ ઔર મૂસીકી : ૧૭૦)

ઉપરોક્ત બધા જ વચનો અલ્લામહ ઈબ્ને જવ્ઝી (રહ.)એ "તલ્બીસે ઈબ્લીસ" (પૃષ્ઠ : ૩૦૩–૩૦૪)માં નકલ કર્યા છે.

(૪) હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ (રહ.) જેઓ તકવા–તહારત અને ન્યાય–ઈન્સાફમાં ખુલફા–એ–રાશિદીનના વારિસ હતા, જ્યારે પોતાના બાલ–બચ્ચાઓને પઢવા માટે તેમના ઉસ્તાઝ "સહ્લ" પાસે મોકલ્યા તો ઉસ્તાઝને લખ્યું : તમારી તા'લીમો–તર્બિયતથી સૌથી પહેલો અકીદહ જે એમનામાં પેદા થાય છે તે સંગીતની સામગ્રીથી નફરત છે, જેનો પ્રારંભ શયતાન તરફથી છે અને અંજામ અલ્લાહ તઆલાની નારાજગી છે. મેં પ્રમાણભૂત ઉલમાથી સાંભળ્યું છે કે, વાજાગાજાની મહેફિલમાં જવું, સાંભળવું, શોખીન બનવું એ દિલમાં નિફાક પેદા કરે છે, જેવી રીતે પાણી ઘાસ પેદા કરે છે. મારા જાનની કસમ ! અકલમંદ આદમી માટે આવી જગાએ ન જવું અને તેની નહૂસતથી બચવું વધારે આસાન છે, બ–નિસ્બત તેના કે દિલમાં નિફાક જામી જાય.





આપે આ પોતાના બેટાઓ નિવેદન પૂરતું સીમિત–મર્યાદિત ન રાખ્યું, બલકે આપે આ મામલે પ્રજાની સાથે પણ કોઈપણ રિઆયત ન વર્તી. એટલા માટે પોતાના ગવર્નરોના નામે ફરમાન જારી કર્યું : આ અજમી (ગેર અરબી) લોકો અમુક વસ્તુઓથી, જેને શયતાને તેમની નિગાહમાં સુશોભિત કરી છે, દિલ બહેલાવે છે. બસ, આપણા ત્યાંના મુસલમાનોને આ વસ્તુઓથી રોકો. ખુદાની કસમ ! હવે વખત આવી ગયો છે કે, તે લોકો કુર્આન શરીફના હુકમો થતાંવેંત આ વસ્તુઓને કરવાનું છોડી દે, એટલા માટે કે તમે આ ફુઝૂલ કામો, ખેલકૂદ અને ગાયન વગાડવાથી રોકો અને જો તેઓ ન રોકાય તો તેમને મર્યાદાઓમાં રહી સજા દો.

(૫) હઝરત ફુઝૈલ બિન અયાઝ (રહ.) જેઓ સૂફીઓના હકીકતમાં ઈમામ છે, તેમનું મશહૂર કથન છે : **"અલ ગિનાઉ રુક્યતુઝ્ ઝિના"** (ગાના ઝિનાકા મંતર હૈ).

(ઈસ્લામ ઔર મૂસીકી : ૧૭૦)

## ગાયનની નુકસાનકારક અસરો પર સંશોધનાત્મક પરીક્ષણ

(૧) ફિરંગી માહોલમાં ૧૯૨૦ થી ૧૯૫૦ સુધી ગાયન વગાડવાનો વપરાશ આનંદોલ્લાસના મકસદો માટે થતો હતો. કામકાજથી થાકેલા લોકો યા વિવાહિત જીવનની





સમસ્યાઓમાં ઘરાયેલા લોકો ગાયન સાંભળી અનુભવતા કે, તેઓ થોડીક વાર માટે પોતાની પરેશાનીઓને ભૂલી પોતાના દિમાગને તર્ક–વિતર્કથી આઝાદ કરી લે છે અને તબિયતનો ભાર હલકો–ફુલકો થાય છે અને થોડીક વાર બાદ શાંતિની નિંદ્રામાં મુગ્ધ થઈ યા ફરી પોતાના કામકાજમાં પરોવાય જાય છે.

(૨) ૧૯૫૦ થી ૧૯૮૫ સુધી ઉદ્યોગપતિઓએ પોતાના તિજારતી મકસદ માટે ગાયન વગાડવાનો ઉપયોગ શરૂ કર્યો. દાખલા તરીકે કોઈ ગાયક અથવા ગાયિકાનું ગીત લોકોમાં પ્રિય થયું, તો તેનાથી પોતાની તિજારતી ચીજો પ્રખ્યાત કરાવતા હતા, ટી.વી. પર તેને પેપ્સી કોલા પિવડાવતા દેખાડતા હતા તો તેમના પીણાંની માંગ વધી જતી હતી. ગાયકને ખાસ પ્રકારનો લિબાસ પહેરાવી તેના ઈન્ટરવ્યૂનું પ્રસારણ કરતા તો નવયુવાનો તે પ્રકારનો લિબાસ પસંદ કરવા લાગતા હતા. એટલા માટે ઉદ્યોગપતિઓએ પોતાની ફેક્ટરીમાં તેવો પોશાક તૈયાર કર્યો અને ખૂબ ધનવાન થયા. એડવર્ટાઈઝ (જાહેરાત) પર એક સો ડોલર લાગતા તો સેંકડો ડોલરનો નફો થતો. ઈન્સાની ફિતરત છે કે જ્યારે તે કોઈથી પ્રભાવિત થાય છે યા તેને પસંદ કરી લે છે તો તેના જેવો બનવા ઈચ્છે છે, તેની જેમ ખાવા–પીવા–રહેવાનું પસંદ કરે છે. અભિનેત્રીઓને એક એક વસ્તુ પર હસ્તાક્ષર માટે લાખો ડોલર મળવાનું શરૂ થયું. તો નવયુવાનાં પોતાની ક્ષમતા– તાકાતને ફિલ્મી દુનિયામાં ખર્ચ કરવા લાગ્યા. સંગીતના મેદાનમાં





આવનારાઓની લાંબી લાઈન લાગી. એક–એકથી ચઢિયાતો ખૂબસૂરત યુવાન પાતાના જાદુભર્યા અવાજથી કળા દેખાડવા માટે ઉત્સુક જણાવા માંડયો.

(૩) ૧૯૮૫ થી ૨૦૦૦ સુધી સંગીતવિદ્યાએ સમાજ–માહોલ પર પોતાની ઊંડી અસરો છોડી તો શયતાને લોકોના દિમાગમાં નિતનવા રાગ નાખવાનું શરૂ કર્યું. ગાયન સાથે વિશેષ પ્રકારનું સંગીત પણ શામેલ કર્યું. આ સંગીત અને ગાયન લોકપ્રિય થયું તો તેને Popular શબ્દથી 'Pop Music'નું આકર્ષક નામ આપ્યું. આવા ગાયનોનો હેતુ સ્ત્રી–પુરુષની વચ્ચે કામવાસનાને તીવ્ર બનાવવાનો અને જિન્સી પ્રેમને ઉત્તેજિત કરવાનો હતો.

દા. ત. To be in love (મુહબ્બત કેવી રીતે કરે),

Guy missing a girl (પ્રેમી પોતાની પ્રેમિકા વગર),

Pain is real, but no one knows (દર્દ હકીકી છે; પરંતુ કારણો માલૂમ નથી).

આવાં ગાયનોએ ફિરંગી માહોલમાં શું, એશિયન માહોલમાં પણ જિન્સી મુહબ્બત, પ્રેમ–પંખીડા અને બોયફ્રેન્ડ અથવા ગર્લફ્રેન્ડની વિચારસરણીને સામાન્ય કરી. તેનો હેતુ નફસાની મુહબ્બતના માહોલ (Romantic Culture)ને આમ કરવાનો હતો. સ્કૂલો, કાલેજો અને





યુનિવર્સિટીઓના નવયુવાન છોકરા–છોકરી પરસ્પર નાજાઈઝ સંબંધ જોડવા લાગ્યાં અને પ્રેમ–પંખીડાની સંખ્યામાં ભરચક વધારો થવા લાગ્યો અને હવે તો બેકાબૂ બની ગયો. પ્રારંભમાં આ ગાયનો તેમને સરસ લાગ્યાં, જે ગાયન બતાવે કે મુહબ્બત કેવી રીતે કરીએ ? જ્યારે થોડાક દિવસો વીત્યા અને સમસ્યાઓએ જન્મ લેવાનું શરૂ કર્યું અને નખરા વધ્યાં તો તેવા પ્રેમ–પંખીડાને એવાં ગાયનો સરસ લાગ્યા, જે પ્રેમી પોતાની પ્રેમિકાની વિરુદ્ધ અને જુદાઈમાં ગાય છે.

તાત્પર્ય એ કે દરેક નવયુવાન પોતાની પરિસ્થિતિ મુજબ જે ગાયનના બોલ સારા લાગતા તેને પોતાના ઘરમાં અને ગાડીમાં, બલકે દરેક જગ્યાએ સેંકડો વખત સાંભળતો થયો. આમ, સંગીતના પાગલોમાં વધારો થતો ગયો. વખતે સાબિત કર્યું કે આ કામ મુહબ્બત (Love)ના નામથી શરૂ થયું અને ધીરે ધીરે તેણે કામવાસના (Lost)નું રૂપ ધારણ કર્યું. આજકાલના પોપ મ્યૂઝિકનાં ગાયનો માનવીમાં કામવાસના અને સેકસની તીવ્રતા પેદા કરે છે. તેમને જાતીય વૃત્તિ (Desire for sexual enjoyment) પૂરી કરવા ઉત્તેજિત કરે છે. ગાયક ગાય રહ્યો હોય છે તો તેની પશ્ચાદ ભૂમિકામાં તદન નગ્ન, સુંદર માડલ ગર્લ્સને ડાન્સ કરતી બતાવાય છે. જે સળગતા પર પેટ્રોલનું કામ કરે છે. નવયુવાન ગાયન સાંભળી અંકુશમાં રહેતો નથી અને કોઈક ને કોઈક સ્થિતિમાં પોતાની કામવાસના પૂરી કરવાનો પ્રબંધ કરે છે. તેની લવની



નિય્યતથી ગાયનોને વગાડવાનો સિલસિલો શરૂ થયો. અંતે પોતાનો તર્કસંગત અંજામ કામવાસના સુધી પહોંચ્યો. આકાએ નામદાર મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની હદીસ શરીફથી પુરવાર થયું કે, સંગીત–મ્યૂઝિક સાંભળવાથી દિલમાં વ્યભિચારનો ખ્યાલ એવી રીતે પેદા થાય છે, જેવી રીતે વરસાદ વરસવાથી જમીનમાં ઘાસ પેદા થાય છે.

(૪) ગાયન વગાડનારાઓએ જ્યારે થોડીક મુદત પોતાના ત્રાસની ખૂબ ચર્ચા કરી, તો બદમાશોએ ચાર કદમ આગળ વધી એવું મ્યૂઝિકનું સંશોધન કર્યું કે જે નિરાશ જીવન ગુજારનારાના દિલોને તડપાવવા લાગ્યું. ફિરંગી માહોલમાં હતાશ લોકોની ભરમાર છે. કોઈ ફેમિલીથી દૂર, કોઈ ઘરથી દૂર, કોઈ પ્રેમીથી દૂર, કોઈ ઘડપણમાં એકાંતનો શિકાર, પરંતુ ખરેખર અલ્લાહ તઆલાથી દૂર હોવાના કારણે ઉદાસીનતાના શિકાર હોય છે. આવા લોકો ડિપ્રેશનની ગોળીઓ ખાઈ છે. તેમના દિલ આપઘાત કરવા ઈચ્છે છે. તેમને મ્યૂઝિકનો નવો પ્રકાર હેવી મેટલ (Heavy Metal) ઘણો સરસ લાગે છે. સંગીતની આ કાલેટીમાં ગાયક બૂમબરાડા પાડે છે, ઊંચા ઊંચા અવાજોથી ગાય છે, ખૂબ શોરબકોર મચાવે છે અને તોફાની–અસંસ્કારી દેખાય છે. જેમ કે, કંટાળેલો જનૂની ગુસ્સાનો દેખાવો કરે છે યા મરનાર શોર કરી દિલના ભારને હલકો કરે છે. આ પ્રકારનું સંગીત અને ગાયન ઘણાં પ્રચલિત



થયાં. આ Rock (રાક) મ્યૂઝિકનો એક પ્રકાર કહેવાય છે.

(૫) શયતાને લોકોને અલ્લાહ તઆલાથી અણગમો અને અરુચિ પેદા કરવા અને પોતાની પૂજા કરાવવા માટે અમુક અભિનેત્રીઓના દિલોમાં સંગીતના નવા પ્રકારનો રાગ પેદા કર્યો. આ સંગીતનું નામ શયતાનની ઉપાસના (Satanic worship) રાખ્યું. આ Rock મ્યુઝિકનો બીજો પ્રકાર કહેવાય છે. આ સંગીતમાં એવા ગાયનો હોય છે, જે નફસ અને શયતાનની પૂજા કરવા પર સામેલ હોય છે, સાફ શબ્દોમાં કહે છે, અમે શયતાનના પૂજારી છીએ, નફસના ગુલામ છીએ, આ જ અમારાં જીવનનો હેતુ છે. આ પ્રકારના ગીત ગાનારી સ્ત્રીઓ સ્ટેજ પર અત્યંત નગ્ન બદને ગાયનો ગાય છે. પોતાના બદનના અમુક ઈંચ સિવાય પ્રત્યેક અંગને જાહેર કરે છે. ખૂંખાર નવયુવાનોની કામવાસનાને ખૂબ જ ઉશ્કેરે છે. તેમની બદચલની જોઈને અને રાગ સાંભળી તેમને પોતાના પુરુષત્વમાં લેવા બેકરાર અને બેબાકળા થઈ જાય છે. ખુદાનો ડર એવી રીતે ખતમ થઈ જાય છે કે, દરેક બોલ શયતાનની પૂજા શીખવે છે. આવા ગાયકો બેઢંગો લિબાસ પહેરે છે. પહેલા જીન્સનો લિબાસ પહેર્યો, પછી ફાટેલા જીન્સનો લિબાસ શરૂ થયો. આજકાલ સ્ટોન વાસ જીન (Stone wash genc)નો લિબાસ સર્વસામાન્ય થઈ ગયો છે. ઉદ્યોગપતિઓએ એને ખૂબ પ્રચલિત કર્યો, કેમ કે અમુક વર્ષો પછી નવા પ્રકારનું જીન કારખાનાઓમાં તૈયાર કરવાનો મોકો





મળે અને તેમના કારખાનાઓનો નફો વધે, પછી શું થયું ? માર્કેટમાં તેમના લિબાસની ખૂબ માંગ વધી. નવા નવા આર્ડર મળવાનું શરૂ થયું. સંગીતના આ પ્રકારના ગાયકો વધુ પડતો કાળા રંગનો લિબાસ પહેરે છે. ચહેરાના અલગ અલગ ભાગોમાં કાણાં કરી કડી પહેરે છે. ક્યારેક નાકમાં, ક્યારેક કાનમાં, ક્યારેક આંખની ભ્રમરોમાં, ક્યારેક હોઠમાં, ક્યારેક જીભમાં, ખુલાસો એ કે અજીબો-ગરીબ જગાઓમાં કડી પહેરવાનો રિવાજ આમ થયો. જાહેરમાં પણ પોતાની છબી એવી બતાવે છે, જેમ કે શયતાની કુરકુરિયું આવી ગયું.

(૬) મ્યૂઝિકના નવા દૌરે ભિન્ન ભિન્ન રંગો બતાવ્યા, કેમ કે દરેક મ્યૂઝિકની વીડિયો બને છે. આ હેતુને અનુલક્ષી એક ટી.વી. ચેનલ શરૂ કરવામાં આવી છે, જે M.T.V. નામે મશહૂર છે. મ્યૂઝિકના શોખીનો દરેક પળે ચેનલમાં ગીતોથી મજા માણી રહ્યા છે. આ ટી.વી. ચેનલ ફિરંગી દેશો સિવાય દુનિયાભરના દરેક નાના-મોટા દેશોમાં ચાલુ કરી શકાય છે. એની અસરો યુવાનો પર ઘણી જલદીથી પડતી મહસૂસ થાય છે. આ ચેનલ કેવળ મ્યૂઝિક સંભળાવતી નથી; બલકે ફિરંગી કલ્ચર ફેલાવતું માધ્યમ બનતી જઈ રહી છે. તેને કહેવાય છે : "સંસ્કૃતિને મીડિયા દ્વારા લોકોના દિલો-દિમાગમાં ઉતારી દો." નવયુવાનોને બતાવવામાં આવે છે કે દુનિયામાં આપણો પેદા થવાનો હેતુ નીચે પ્રમાણે છે :

Live, Love and lough, your Dreams will





Come True.

(જીવતા રહો, મુહબ્બત કરો, હસો–મુસ્કુરાવો, તમારા સપના સાકાર કરો).

## જાહેરાતબાજી યા શિકારબાજી

જ્યારે ટી.વી. સ્ક્રીન પર વિવિધ ચીજોની જાહેરાત દેખાય છે ત્યારે તેની સાથે મ્યૂઝિકનો પણ સમાવેશ હોય છે. આ મ્યૂઝિકમાં એક સંદેશો (Jingle–રણઝણ) સામેલ કરી દેવાય છે, જે ઈન્સાની દિમાગમાં પહોંચી અટકી જાય છે. જ્યારે ઈન્સાન ચીજો ખરીદવા બજારમાં જાય છે, તો તે વસ્તુને ખરીદયા વિના તેને શાંતિ મળતી નથી. આ તરીકાને કાનૂની હેસિયત મળી ગઈ છે. એટલા માટે જાહેરાતબાજી વાસ્તવમાં "શિકારબાજી" બની ગઈ છે.

## અદ્ભુત પયગામ

એક દીનદાર વ્યક્તિ પી.એચ.ડી.ના સ્ટૂડન્ટ હતા. તેમને પ્રાફેસરે કલાસમાં ભણાવ્યું : ઈન્સાન અમુક ખબરો સમજીને પ્રાપ્ત કરે છે અને અમુક સમજયા વગર મેળવે છે. વિદ્યાર્થીઓએ કહ્યું : આ કેવી રીતે થઈ શકે છે ? તેમણે કલાસના ત્રણ સો સાથીઓ સામે મેડાના ગાયકની એક





મશહૂર ગીતોના ટેપ ચલાવી અને પૂછયું : શું તમને આ ગીતમાં અસાધારણ પયગામ મળી રહ્યો છે ? ત્રણ સો વિદ્યાર્થીઓએ ઇનકાર કર્યો. જ્યારે વધારે ચર્ચા થઈ તો તે પ્રાફેસરે ટેપને ધીમી ગતિએ ચલાવી સંભળાવી, ત્યારે તેમાં આંતરે–આંતરે આ પયગામ ભરવામાં આવ્યો હતો : હે શયતાન (O' Satan).

વિદ્યાર્થીઓની આંખો અચંબાથી ફાટી ગઈ. પ્રાફેસરે બતાવ્યું : આ તરીકાને હુકૂમતો પોતાના ભૂંડા હેતુઓ માટે વાપરી રહી છે. જેમ કે બધાનો સમાન મત મુસલમાનોની વિરુદ્ધ કરવો હોય તો આશ્ચર્યકારક પયગામ મારફતે લોકોના દિમાગમાં મુસલમાનોની વિરુદ્ધ નફરત–ધિક્કાર ભરી આપે છે.

આજે ફિરંગી કૌમ ઘણી નીડરતાથી પોતાની મનમાની કરી રહી છે. તેઓને દુનિયાના લોકોની કાંઈ જ પરવા નથી. તે સમજે છે કે દુનિયા અમને ભલેને બુરું કહેતી રહે, અમે તો ધ્યેય પ્રાપ્ત કરીને જ રહીશું. પછી અદ્‌ભુત પયગામ થકી અમારી તરફ લોકોના દિમાગને કેન્દ્રિત કરી લઈશું. જે લોકો આજે ગાળો ભાંડી રહ્યા છે, કાલે અમારી પ્રશંસાના ફૂલો વિખેરશે.

આ વાત સમજવી આસાન થઈ ગઈ કે, જે માણસ સંગીત અને ગીત સાંભળવાનો દીવાનો થાય છે ત્યારે તે જલદી દીનથી દૂર થાય છે, બલકે બેભાન થઈ જાય છે. ઘરના લોકો ગમે તેટલી શિખામણ આપે, પણ તેના પર અસર થતી નથી.



તે શખ્સ એવો ચીકાશયુક્ત ખાડો બની જાય છે કે ગુનાહને ગુનાહ સમજતો જ નથી અને દીન તરફ આવવા પણ માંગે તો અનાયાસે બેદીની તરફ ખેંચાય છે. આ બધા અદ્‌ભુત પયગામના કાળાં કરતૂતો છે, જે સંગીત દ્વારા સદાચારી નવયુવાનોને બદકાર અને મહાપાપીના કોન્ટ્રાક્ટર બનાવી મૂકે છે.

## મ્યૂઝિક ઇન્ડસ્ટ્રી

મ્યૂઝિકે આજકાલ મ્યૂઝિકલ ઈન્ડસ્ટ્રી (Mucical Industry)નું રૂપ ધારણ કર્યું છે. રીસર્ચ લેબારેટ્રઝમાં આના પર ઘણું જ સંશોધન થઈ રહ્યું છે, બલકે થઈ ગયું છે. યુનિવર્સિટીમાં બાયો મેડ્સન (Bio Medicine) અને આર્ટિફિશયલ્ ઈન્ટેલિજન્સ (Artificial Intellegence–માનવકૃત બુદ્ધિ)ના વિષયોની જેમ આડિયો પ્રાસેસિંગ (Audio Processing–ધ્વનિ પ્રક્રિયા)ના વિષયોમાં પ્રવેશ મળવો મુશ્કેલ થઈ ગયો. ગણિત શાસ્ત્રીઓ હવે કામ્પ્યૂટર દ્વારા અવાજનું માડેલ (Methematical Modeling) બનાવે છે. એટલા માટે કોઈ વ્યક્તિનો અવાજમાં પોતાનો પયગામ ભરી સંભળાવવું ડાબા હાથનો ખેલ થઈ ગયો છે. પુરુષના અવાજને સ્ત્રીના અવાજ સમાન અને સ્ત્રીના અવાજને પુરુષ સમાન બનાવવો અસાધારણ કાર્ય થઈ ગયું. સમૂહના અવાજોમાં કોઈ ખાસ વ્યક્તિનો અવાજ ઓળખવો

ઘણું જ આસાન થઈ ગયું છે. તેને લહેરનું પૃથક્કરણ– વિશ્લેષણ (Wavelet Analysis) કહેવાય છે. અવાજની ઓળખ (Wave Recgnisation)ના કામ્પ્યૂટર પ્રાગ્રામ દ્વારા કોઈ માણસના અવાજને આસાનીથી ઓળખી અને રેકાર્ડ કરી શકાય છે. ગાયકોના ગીતને Echo System (ઈકા સિસ્ટમ–અવાજનો પ્રતિધ્વનિ પદ્ધતિ) દ્વારા તેના પોતાના અવાજથી બેહતર અવાજમાં રજૂ કરી શકાય છે.

પહેલાના જમાનામાં સંગીત એટલા માટે હરામ હતું કે, તેમાં રાગ અને ગાયિકાનો અવાજ સામેલ હતો. આજે તેમાં ભોગવિલાસ–મોજશોખ, ગંદી અને દુષ્ટ વાતોની તરફ ઝુકાવનાર અદ્‌ભુત પૈગામ સામેલ હોય છે. એટલા માટે સંગીત પહેલાં કરતાં વધુ હરામ થઈ ગયું છે. ભૂતકાળમાં સંગીત સાંભળનારના આ'માલ બેકાર થવાનો ખતરો હતો અને આજે તો સંગીત સાંભળનારનું ઈમાન બરબાદ થવાનો ભય છે. ભૂતકાળમાં સંગીત સાંભળનારને અરુચિ (અણગમો) કરતું હતું અને આજે મ્યૂઝિક પોતાના સાંભળનારને અલ્લાહ તઆલાથી અણગમો કરે છે. એટલા માટે આજનું મ્યૂઝિક સાંભળવું હરામ દર હરામ અમલ છે.

## એક પ્રામાણિક હકીકત

આ નિર્વિવાદ વાસ્તવિકતા છે કે સંગીતનો શોખીન માણસ

દરેક લોકોના સાથે મળીને કેટલો પણ નેક કેમ ન થઈ જાય, તેના દિલમાં સંગીત પ્રત્યે નફરત પેદા થતી નથી, બલકે વીસ સાલ નેકીની જિંદગી ગુજારવા છતાંય જો ક્યારેક તે બજાર યા દુકાનથી ગુજરે અને તેને કોઈ જૂનું ગાયન સંભળાય તો તે ભડકી જાય છે. એક જ સેકંડમાં વીસ સાલની મહેનત ધરીને ધરી રહી જાય છે. જૂની યાદો તાજી થાય છે. આ જ કારણે સંગીત ઘણું ખતરનાક થઈ ગયું છે કે બચપનમાં સાંભળેલા ગાયનો પચપનમાં પણ ભૂલાતાં નથી. સંગીતના કણો મરતાં સુધી ય બંદાના દિમાગમાં મવજૂદ રહે છે. સારી વ્યક્તિ તે જ છે જે આ મુસીબતની પાસે પણ ન જાય અને પોતાના દિલો-દિમાગને વાજિંત્રોથી ખાલી રાખે.

## ફિલ્મો અને નાટકો

સ્ટેજ અને સ્ક્રીન પર તમાશો જોવાની તારીખ ઘણી પ્રચલિત છે; પરંતુ આજના જમાનામાં કેલિફાર્નિયામાં હાલીવુડને મુખ્ય હૈસિયત હાસિલ થઈ છે. લોકો તેને "દુનિયાની સેક્સ રાજધાની" (Sex Capital of the world) કહે છે. યુનીવર્સલ, સોની, કોલમ્બિયા, ફોકસ અને એમ.જી.એમ. જેવા પ્રાડકટ્શનોએ ફિલ્મી કળા પર કબજો જમાવ્યો છે.



### ❑ ડ્રામા (નાટકો)

ડ્રામા તે ફિલ્મને કહેવાય છે, જેમાં બનાવનાર કોઈ સબક શિખવાડે છે. આ એક કડવી હકીકત છે કે લોકોએ ફિલ્મ દ્વારા હજારો લોકોને બગડતા જોયા, પરંતુ એકને પણ સુધરતો જોયો નથી. આનાથી ડ્રામાની બુરી અસરોનો અંદાજો લગાડવો આસાન છે.

### ❑ થ્રિલર એક્શન (રોમાંચક વાર્તા યા નવલકથા)

થ્રિલર તે ફિલ્મને કહેવાય છે, જેમાં માર–કાપ હોય, દિલને ઉછાળી દેનાર દશ્યો હોય. આવી ફિલ્મોને જોઈને માર–કાપની પદ્ધતિઓ શીખે છે, ચોરી અને હત્યા કરવાનું શીખે છે અને અમુક વખત પોતાની નાસમજમાં જીવન બરબાદ કરી બેસે છે.

### ❑ કામેડી (સુખાન્ત-હાસ્યરસપ્રધાન નાટક)

કામેડી તે ફિલ્મને કહેવાય છે, જેમાં હસી–મજાકનો ભાગ હોય છે. જોનાર–દષ્ટા ફક્ત સમય પર ખુશ થતા નથી, બલકે પૂરી જિંદગી કામેડી બનાવવાના ચક્કરમાં એવા લીન થાય છે કે તેને પાગલ બનાવી દે છે.

### ❑ કાર્ટૂન (વ્યંગ-ઠઠ્ઠાચિત્ર) :

કાર્ટૂન બચ્ચાંઓના દિલ બહેલાવવા માટે વિવિધ



ચહેરાવાળા જાનવરો પર સંમિશ્રિત નીતિ મારફતે ફિલ્મ બનાવાય છે. બચપણથી જ બચ્ચાંઓમાંથી હયા કાઢી દેવાય છે. કાર્ટૂન જોવાની એવી લત પડી જાય છે કે નમાઝ કઝા થઈ જાય તો થાય, પરંતુ કાર્ટૂન જોવામાં ફરક ન પડે.

**❑ સાયન્સ ફિક્શન :**

સાયન્સ ફિક્શન–સાયન્સની કલ્પના મુજબ ભવિષ્યના હાલાતની છાયાબંદી કરાય છે.

**❑ રોમાન્સ (Romance) :**

રોમાન્સ ફિલ્મોમાં મુહબ્બત કરવાનું, તેને પોષણ આપવાનું અને નિભાવવાનું શિખવાડાય છે. એટલા માટે કે છોકરા–છોકરીઓને પ્રેમ અને પ્રિયતમના ડાયલાગ બોલવામાં સરળતા રહે. તેના અનેક પ્રકાર છે અને તેના કાડ હોય છે.

૧) G–જનરલ રોમેન્સ સંબંધિત ફિલ્મ.

૨) PG-(Parentel Guidance–પેરેન્ટલ ગાઈડન્સ) મા–બાપ જાતે–પોતે બેસી પોતાની અવલાદને ફિલ્મ બતાવે અને સમજાવે.

૩) PG-13–મા–બાપ તેર વર્ષની ઉંમરના બચ્ચાઓને પોતાની પાસે બેસાડી ફિલ્મ બતાવે.



૪) NC-17- (No childless than 17) આ ફિલ્મો બેહયાઈ–અશ્લિલતા અને બીભત્સતા શીખવવા માટે હોય છે.

૫) R-(Restricted) રિસ્ટ્રિકટેડ ફિલ્મ દરેક માણસ જોઈ શકતો નથી, કેમ કે તે અખ્લાકી ગંદકીઓથી ભરેલી હોય છે.

૬) X-(Lust) એવી ફિલ્મ જે ઈન્સાનમાં કામવાસના–શહ્‌વતને બેદાર–જાગૃત કરે છે.

૭) N- (Nude–ન્યૂડ–નાગું) તે ફિલ્મ જેમાં કામ કરનાર પુરુષ સ્ત્રી પોતાના બદનના ગુપ્ત ભાગો પરથી વસ્ત્ર ઉતારી નાખે છે.

૮) S- (Sex) તે ફિલ્મ જેમાં કામ કરનાર પુરુષ–સ્ત્રીને પરસ્પર વ્યભિચાર–ઝિના કરતા દેખાડાય છે.

આ વિગત એટલા માટે લખી છે કે મા–બાપને અંદાજો થઈ શકે કે, તેમની અવલાદ જો ભાડૂતી વીડિયો ફિલ્મ જોતી હોય અથવા ઘરોમાં જ ઈન્ટરનેટ દ્વારા જોતી હોય, તો શું બધું જોતી હશે ? સ્કૂલના યુવાનોથી જણાયું કે ઢોંગ–બહાનાથી છોકરીને નગ્ન ફિલ્મ દેખાડે છે અને ફિલ્મ જોઈ બેટી પર શહ્‌વત (કામવાસના)નો એટલો દબાવ થાય છે કે, તે ઝિના માટે તૈયાર થઈ જાય છે. અમુક સ્ત્રીઓ બચ્ચાંઓ દ્વારા પોતાના ધણીથી ચોરી–છૂપા ભાડૂતી વીડિયો ફિલ્મ જુએ છે. આ એટલો ખતરનાક શોખ છે કે એક વાર આદત પડી જાય



તો પછી છૂટવાનું નામ લેતી નથી. અમુક પુરુષો ફિલ્મમાં સ્ત્રી–પુરુષને ગંદા–ગંદા તરીકાથી પોતાની શહ્‌વત પૂરી કરતાં જુએ છે અને તે જ તરીકાઓને પોતાની પત્ની પર અજમાવે છે. આનાથી મિયાં–બીવીમાં મુહબ્બતના બદલે વિમુખતા, વિરહ અને જુદાઈ ઉત્પન્ન થાય છે. સ્ત્રીઓ ફિલ્મોમાં કામ કરનાર યુવાન અભિનેત્રીઓનો લિબાસ જોઈ તેવો જ લિબાસ બનાવવાની કોશિશ કરે છે. આનાથી ફેશનમાં વધારો થાય છે.

અમુક મા–બાપ પોતાના બચ્ચાઓની સાથે એકઠા બેસીને ફિલ્મ જુએ છે. એક પાંચ વર્ષના બાળકે બતાવ્યું : હું સાંજે માવતર સાથે બેસીને ખૂબ જ ફિલ્મ જોઉં છું. જ્યારે કોઈ નગ્ન દશ્ય આવે છે ત્યારે અમ્મી મને આંખો બંધ કરવાનું કહે છે. હું આંખો બંધ કરી લઉં છું, પરંતુ બારીક કાણાં વડે જોઈ લઉં છું. ભૂતકાળમાં લોકો ફિલ્મ જોવા સિનેમા હાલમાં જતા હતા તો તેમને બદનામીની બીક લાગતી હતી. આજે વી.સી.આર. અને મોબાઈલની દુનિયાએ દરેક ઘરને સિનેમા હાલ બનાવી દીધું છે. ફિરંગી ટી.વી. સ્ટેશનો પર રાત્રે બાર વાગ્યાથી બે વાગ્યા સુધી નગ્ન ક્લબ (ન્યૂડ ક્લબ)ની ફિલ્મો બતાવાય છે, જેમાં સ્ત્રી–પુરુષ પોશાક વગર અલગ અલગ અંદાજમાં વ્યભિચારનો અમલ કરે છે. મુસલમાન દેશોના યુવાનો બંધ રૂમોમાં આ બધા કરતૂત થતાં જુએ છે, તો તેમને ઈસ્લામમાં પાબંદીઓ અને સખતીઓ નજરે ચઢે છે.

આજના જમાનામાં ટી.વી જોવી કઈ દરજ્જે નુકસાનકારક અને હરામ છે. જે ઘરમાં ટી.વી. હોય તો સમજી લો, કે તે ઘરમાં શયતાનની બિગ્રેડ (ફોજ) હાજર છે. અમુક લોકો ઘરમાં ટી.વી. રાખવાનું અક્કલ વિનાનું બહાનું રજૂ કરે છે કે, અમારા બચ્ચાંઓ પાડોશમાં જઈ ટી.વી. જુએ છે. આ જ મજબૂરીના કારણે અમે ઘરમાં ટી.વી. રાખી મૂક્યું છે. આ તો એવું થયું, જેમ કે તેઓ કહી રહ્યા છે : શું કરે ! અમારાં બચ્ચાંઓ બહાર જઈ ઝેર ખાઈ છે, એટલા માટે અમે અમારા ઘરમાં પોતાના હાથો વડે તેમને ઝેર ખવડાવવાનું શરૂ કરી દીધું. અરેરે.... કેવી અક્કલની ઊણપ ! ! ! ટી.વી.ની બુરી અસરો ઘરના લોકોમાંથી સૌથી વધુ બીવી પર પડે છે. પુરુષ સ્ક્રીન પર દરરોજ ખૂબસૂરત ઓરતોને જોઈ પોતાની બીવીમાં આકર્ષણ હોય એવું તેને દેખાતું નથી. ઘરોમાં પતિ–પત્ની વચ્ચે ઝઘડાઓ અને તલાકમાં વધારાનું એક કારણ આ પણ છે. આમ, બીવી અને ટી.વી. સમાન શબ્દો થયા. જાણે એમ લાગે છે કે બન્ને પરસ્પર પિતરાઈ બહેનો છે. ટી.વી.ની બુરી અસરો વિશેની વધુ માહિતી માટે ''બયાને મુસ્તફા'' (અક્કલકુવા)માં પ્રસ્તુત થતો લેખ *''ટી.વી.એ કેવાં કેવાં દશ્યો દેખાડયા''*ને નિયમિત વાંચો.

## ઈન્ટરનેટ કે એન્ટર નેટ

ઈન્ટરનેટ કામ્પ્યૂટર કનેકશન અને એન્ટર નેટ જાળમાં



ફસાઈ જવાને કહે છે. માર્ડન તા'લીમી સવલતો નજર સમક્ષ રાખી ફિરંગી દેશોએ ઈન્ટરનેટનો સિલસિલો એટલા માટે ચાલુ કર્યા હતો કે, વિદ્યાર્થીઓને નાલેજની પ્રાપ્તિમાં આસાની પેદા થાય. નિઃશંક, જાણકારી મેળવવાનું આ એક ઉચ્ચતમ અને સર્વોત્તમ માધ્યમ તો છે જ.

પરંતુ દુઃખદ વાત એ છે કે તેનો સદુપયોગ તો પોતાની જગાએ, પરંતુ દુરુપયોગ વધારે થવા લાગ્યો છે. શયતાન અને તેના એજન્ટોએ ઈન્ટરનેટ કલબનો ખરાબ વપરાશ કરવાનું શરૂ કરી દીધું. છોકરા–છોકરીઓ પરસ્પર દોસ્તી કરવા માટે ઈન્ટરનેટ પર ચેટીંગ કરે છે. હવે તો એકબીજાને નગ્ન ફોટા પણ મોકલે છે. એટલા માટે એવા ગંભીર બનાવો સામે આવ્યા છે કે મુસ્લિમ મહિલાઓએ કાફિર છોકરાઓ સાથે ઈન્ટરનેટ પર દોસ્તી કરી લીધી. અમુક જગાએ દુઃખદ ઘટના એવી પણ બની કે, ઈન્ટરનેટ દોસ્તીના કારણે છોકરી પોતાનું ઘર અને મા–બાપને છોડી પોતાના દોસ્ત (છોકરા)ની પાસે જતી રહી અને પોતાના મા–બાપની ઈઝઝતને ધૂળધાણી કરી.

મા–બાપ સમજે છે કે અમારાં બચ્ચાંઓ દરેક પળે ભણતરમાં મગ્ન છે; પરંતુ એમને શું ખબર ? તેઓ કામ્પ્યૂટર સ્ક્રીન પર બેસી કલાકો કલાક પોતાના પ્રેમી સાથે ઈશ્કો–મુહબ્બતના મેસેજ સેન્ડ કરી રહ્યાં છે. અફસોસ સદ અફસોસ ! આ બીમારીમાં કેવળ યુવાનો ફસાયેલા હોત તો





સમજાત; પરંતુ જેઓએ પોતાના પગ કબ્રમાં લટકાવી દીધા છે એવા વૃદ્ધો પણ યુવાનોની જેમ છોકરીઓથી ચેટીંગ કરે છે. *(ઈન્ના લિલ્લાહી વ ઈન્ના ઈલયહિ રાજિઉન).*

અશ્લીલતા અને બેહયાઈને ફેલાવનાર ધંધાદારીઓએ ઈન્ટરનેટને પોતાના નાપાક ઈરાદાઓ માટે ઉપયોગવાનું શરૂ કર્યું. તેથી જ તેમને ક્રેડિટ કાર્ડ મારફતે રકમ મોકલો તો તેઓ નગ્ન યુવાન છોકરીઓના ફોટાઓ રજૂ કરે છે. પછી વીસ–ત્રીસ મિનિટ માટે તે છોકરી શહવતભરી હરકતો કરે છે, અત્યંત બેહયાઈની વાતો કરે છે. નવયુવાન ફોટા જોઈ અને વાતો સાંભળી શહવતથી બેહાલ થઈ જાય છે અને પછી નાજાઈઝ તરીકાથી કામવાસના પૂરી કરે છે. જો કોઈ તાલીમાર્થી ઈન્ટરનેટ પર બેસી પોતાનું કામ કરી રહયો હોય તો અચાનક સ્ક્રીન પર ધંધાદારી નગ્ન છોકરીનો ફોટો આવી જાય છે. નીચે લખેલું હોય છે : જો અમારી સાથે સંપર્ક કરવાનું ઈચ્છતા હોય તો આ નંબર પર સંપર્ક કરો. અમુક સેકંડો માટેની આ જાહેરાત નેક યુવાનોની જિંદગી બરબાદ થવાનું નિમિત્ત (સબબ) બની જાય છે.

અમુક વખત ઈ–મેઈલ દ્વારા એટલા ખરાબ વિષયો પ્રાપ્ત થાય છે, જેને વાંચી રૂહાનિયત (આધ્યાત્મિકતા)નું મોત થાય છે. ઈન્ટરનેટ પર ઈસ્લામિક વેબસાઈટ હોય છે; પરંતુ ઈસ્લામથી બિલકુલ વિપરીત કામ હોય છે. યુવાનો ઈન્ટરનેટ પર વિવિધ વિષયો વાંચી સમજે છે કે આ ઈસ્લામ છે. જો કે





તેનો ઈસ્લામથી દૂરનો પણ સંબંધ હોતો નથી. હાલાત અને બનાવોને નજર સમક્ષ રાખી આ નતીજો નીકળે છે કે, ઈન્ટરનેટ વાસ્તવિકતામાં એન્ટર નેટ (જાળમાં ફસાવો) બની ગયું છે. મુસ્લિમ યુવા જનરેશને તેનાથી ઘણું જ દૂર રહેવું હિતાવહ અને સમજભરેલું કાર્ય છે.

## વીડિયો ગેમ

ફિરંગી કંપનીઓએ બચ્ચાંઓના દિલ બહેલાવવા માટે કામ્પ્યૂટરમાં એવી એવી ગેમો તૈયાર કરી છે કે, જેને રમતાં–રમતાં બાળકો થાકતાં જ નથી. એક ગેમ બનાવવા અનેક ટીમોએ મળી કામ કરવું પડે છે. દા. ત. :

૧) Graphics Designer (ગ્રાફિક્સ ડિઝાઈનર)

૨) Game Designer (ગેમ ડિઝાઈનર)

૩) Music Designer (મ્યૂઝિક ડિઝાઈનર)

૪) Color Designer (કલર ડિઝાઈનર)

૫) Programmer (કામ્પ્યૂટર પ્રોગ્રામર)

૬) Pcycologist (સાયકાલાજિસ્ટ)

ગેમ ડિઝાઈન કરવા માટે લગભગ બસો (૨૦૦)



અભ્યાસીઓ કામમાં કાર્યરત્ રહે છે. સાયકાલાજિસ્ટો બચ્ચાઓની પ્રકૃતિને સામે રાખી એવી ગેમ બનાવે છે કે, બાળકનું દિલ તેના પર આશિક થઈ જાય. તેઓ કોઈપણ ભોગે ગેમથી જાન ન હટાવે. એટલા માટે જ્યારે બાળકો ગેમ રમે છે ત્યારે તેમને ન સ્કૂલનું ભણતર યાદ રહે છે, ન નમાઝ–તિલાવતનું ભાન હોય છે. એક બાળક ઈશા પછી ગેમ ખેલવા બેઠું અને તે જ જગાએ બેસી સવાર થઈ ગઈ. જો કે ગેમ ખેલવામાં આંખ, દિમાગ અને બંને હાથ પણ મશગૂલ રહે છે; પરંતુ કલાકો કલાક સ્ક્રીન સામે બેસવું આશ્ચર્યજનક બાબત ગણાય. જાહેરમાં નજર આવે છે કે ગેમ વડે બાળક પોતાનો સમય વેડફે છે, નમાઝમાં સુસ્તી કરે છે, પરંતુ ગેમના મ્યૂઝિકમાં પશ્ચાદ ભૂમિકા દર્શાવતો પયગામ અપાય છે, તેની ઘણા લોકોને જાણ હોતી નથી. આ ગેમ્સમાં એવું ઝેર ભરવામાં આવે છે કે, બાળક બહુ જલદી દીનથી દૂર થતું જાય છે. મોટી ઉંમરના છોકરાઓ માટે જે ગેમ તૈયાર થાય છે તેમાં છોકરીનો નગ્ન ફોટો અપાય છે. દેખીતું છે કે જ્યારે વીજળી ગર્જશે તો શહ્વત–કામવાસના ભડકશે. પરિણામે તે ઝિનાકારી–વ્યભિચારનું રૂપ ધારણ કરશે.

## નૉવેલ યા નવલકથા

આજકાલ કાલ્પનિક કહાણીઓની નવી–નવી કથા પર નવલિકા લખાય છે. પેપરો અને મેગેઝિનો પણ આવી

કહાણીઓથી ભરચક હોય છે. એવા એવા બનાવો રજૂ થાય છે કે યુવાન છોકરા–છોકરીઓ તેને શોખથી વાંચે છે. અમુક વખતે જાતે પણ એવું જ કરવાનું શરૂ કરી દે છે. જે યુવાનો કોઈથી પ્રેમ કરી શકતા નથી તેઓ એકાંતી કથાઓ પોતાના દિમાગમાં વિચારી ગુનાહમાં ભ્રષ્ટ થાય છે અને આવા વિચારો ધરાવનાર જાહેરમાં નમાઝ–રોઝહ પણ રાખતા હોય, પરંતુ દિલમાં ખ્યાલી પ્રેમિકાની છબી સજાવતા હોય છે. નમાઝમાં પણ તેની યાદો સતાવતી હોય છે. એમ લાગે છે કે ખ્યાલી મૂર્તિની ઉપાસના કરી રહ્યા છે.

**તેરા દિલ તો હૈ સનમ આશ્ના તુજે કતચા મિલેગા નમાઝમેં**

ફિરંગી દેશોમાં પાર્નોગ્રાફી (Pornography)ના નામ પર બિલકુલ નગ્ન ફોટાઓ છપાય છે અને હિન્દુસ્તાની અખબારો પણ કંઈ પાક રહ્યા નથી. પુખ્ત વય ધરાવતા લોકોના આકર્ષણ માટે ઓરતોના બદનના ગુપ્ત અંગોના નજીકથી લીધેલા ફોટાઓ છપાય છે. આ ફોટાઓને જોવા એટલા ખતરનાક છે કે શહ્‌વત–કામવાસનાના માર્યા ઘરડા ગધેડાઓ પણ જવાન થઈ જાય છે. એક ફિરંગી દેશમાં એક ધંધાદારી ઓરતનો ફોટો પ્રદર્શિત કરાયો, જે સેક્સ ચેમ્પિયન (Sex Champion) તરીકે વિશ્વ વિખ્યાત બની. એલાન કરાયું કે એક પછી એક કુલ ત્રણ સો પુરુષોથી ઝિના કરવાનો

ઐતિહાસિક રેકાર્ડ કાયમ કર્યો. કાફિરોએ જિન્સી–જાતીય મિલાપને પણ ફૂટબોલના ખેલની જેમ સમજવાનું શરૂ કર્યું. જેટલા ઈચ્છે ગોલ કરે, મેદાન ખુલ્લું જ પડયું છે.

## દફ દ્વારા નિકાહનું એલાન

હઝરત રુબય્યિઅ (રદિયલ્લાહુ અન્હા) ફરમાવે છે : જયારે મારી રુખસતી થઈ તો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પધાર્યા અને એવી રીતે બેઠા કે જેવી રીતે તમે મારી સામે બેઠા છો. એટલામાં અમારી અમુક છોકરીઓએ દફ પર ગાઈ–ગાઈને મારા શહીદ બાપ–દાદાઓના મર્ષિય્યહ (શોક–કાવ્ય) કહેવાનું શરૂ કર્યું. તે દરમિયાન એમાંની એક છોકરીએ આ મિસ્રઅ્–કાવ્યનું પદ) પઢયો, જેનો તરજુમો આ છે : (અમારામાં એક એવા નબી છે જેઓ કાલની વાત જાણે છે). (કૌંસનું લખાણ ધ્યાનથી વાંચી જરાક વિચારશો તો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આલિમુલ ગૈબ હોવાનો અકીદહ જે આપણા અમુક મુસ્લિમ ભાઈઓનો છે, તેનું બાતિલ–રદપાત્ર હોવું જણાશે.) રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : આને રહેવા દો અને જે પહેલાં કહેતી હતી, તે કહેતી રહો. (બુખારી શરીફ : ૨/૭૭૩–હદીસ નંબર : ૫૧૪૭)

હઝરત રુબય્યિઅ (રદિયલ્લાહુ અન્હા) તે સહાબિય્યહ છે,

જેમના બાપ અને બે કાકા મુઆઝ અને ઔફ બિન અફરાઅ્ (રદિ.) બદ્રના યુદ્ધમાં શહીદ થયા હતા. ગાનારી છોકરીઓ બદ્રની લડાઈમાં એમના બાપ અને કાકાઓની નીડરતા અને બહાદુરીને લગતી પંક્તિઓ ગાતી હતી અને ગૈબ (અદશ્ય)ને જાણનાર કેવળ અલ્લાહ તઆલા જ છે અને એક છોકરીના કાવ્ય પંક્તિના ગૈબના ઈલ્મનો સંબંધ આકાએ નામદાર (અલયહિસ્સલાતુ વસ્સલામ)ના તરફ થઈ રહ્યો હતો. એટલા માટે આપે આ મિસ્રઅ્ને ગાવાથી રોકી. તદુપરાંત, અશ્આર પઢનારી નાની વયની હતી, બાલિગ ઓરતો ન હતી અને તે પણ દફ પર શાદીમાં યુદ્ધ વિશેની પંક્તિઓ ગાતી હતી.

હઝરત આઈશહ (રદિ.)થી રિવાયત છે, હુઝૂર નબીએ કરીમ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : નિકાહનું એલાન કરો, નિકાહ મસ્જિદમાં પઢો અને તે અવસરે દફ વગાડો.

(તિરમિઝી શરીફ : ૧/૨૦૭–હદીસ નંબર : ૧૦૮૯)

ઉપરોક્ત બન્ને હદીસોમાં અને અમુક બીજી હદીસોમાં નિકાહના સમયે દફ વગાડવાનો ઉલ્લેખ છે, જેનો મકસદ નિકાહનું એલાન કરવાનો અને એની ખબર આપવાનો છે. એટલા માટે ઉલમાએ કિરામે નિકાહના સમયે એલાન માટે દફ વગાડવાનું જાઇઝ ફરમાવ્યું છે, જ્યારે કે તેની સાથે બીજા કોઈ હરામ કામો ન હોય અને દફ એટલા જોરથી વગાડવું જોઈએ કે એલાનની જરૂરત પૂરી થઈ જાય અને આ વાત પણ



યાદ રાખવી જોઈએ કે, જ્યારે બીજા રસ્તાઓથી લોકોને નિકાહની ખબર પડી જતી હોય, તો નિકાહના એલાન માટે દફ વગાડવાની જરૂરત રહેતી નથી, બલકે અમુક ઉલમાએ દફ વગાડી નિકાહનું એલાન કરવાની મનાઈ ફરમાવી છે.

(ઈમ્દાદુલ ફતાવા : ૨/૨૩૮)

એટલા માટે નિકાહના એલાન માટે દફ (ઢોલ) ન વગાડવામાં જ સાવધાની છે. આ બધી વિગત તો નિકાહના અનુસંધાનમાં હતી, પરંતુ અમુક લોકો દફની ઈજાઝત પર અનુમાન–કિયાસ કરી પ્રચલિત ગાયનો અને વાજિંત્રો, જેમ કે ઢોલ–સારંગી, હાર્મોનિયમ અને ડિસ્કો વગેરેને જાઇઝ સમજે છે, જે ખરેખર ખોટું–ગલત જ છે, કેમ કે ગાયનો અને સંગીતનાં સાધનો શરીઅતની દૃષ્ટિએ હરામ છે અને તેનાથી બચવાનો ખાસ આદેશ છે, જેને તમે અગાઉ સવિસ્તર વાંચ્યું. દફની ઈજાઝત કેવળ એલાને નિકાહ માટે જ છે. તેના પર અનુમાન કરવું હિતાવહ–યોગ્ય નથી.

## કવ્વાલી સાંભળવી-સંભળાવવી

અમુક ભાઈઓ ગાયનો સાંભળવાને અને ગાવાને તો ગુનાહ સમજે છે; પરંતુ કવ્વાલી સાંભળવાને–સંભળાવવાને ગુનાહ સમજતા નથી. એટલા માટે કવ્વાલી બેધડક સાંભળે છે, બલકે વરસના અમુક મુહતરમ મહિના અને દિવસોમાં





ગાયનો બંધ કરી તેની જગાએ કવ્વાલી સાંભળે છે. તેથી જ પહેલી મુહર્રમથી દસ મુહર્રમ સુધી અને પહેલી રબીઉલ અવ્વલથી બારમી રબીઉલ સુધી (બલકે હવે તો આપણા મુહબ્બતે રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના દાવેદાર મુસ્લિમોએ બારમી રબી. અવ્વલે ડી.જે. સાથે જુલૂસ કાઢવાનું શરૂ કર્યું. જે પુરવાર કરે છે કે, અમે તો દુશ્મને ઈસ્લામના ચેલાઓ છીએ. વાદવિવાદ, ચર્ચા વિચારણા અને બહસ કરવાથી કશો ફાયદો થતો નથી, બલકે શરારત વધે છે. એટલા માટે આપણી પાસે એક જ હથિયાર છે અને તે છે : દુઆ) અથવા રમઝાનુલ મુબારકમાં ગાયનોના બદલે કવ્વાલી સાંભળે છે અને અમુક તો તેને સવાબનું કામ સમજે છે અને પોતાને ત્યાં "મહેફિલે કવ્વાલી" આયોજિત કરે છે, જેમાં મોટા મોટા કવ્વાલો બોલાવવામાં આવે છે, જેઓ રાતભર કવ્વાલીઓ સંભળાવે છે અને ભારે ભરખમ ચાર્જ આપે છે અને દલીલબાજી કરે છે કે મોટા–મોટા બુઝુર્ગોએ કવ્વાલી સાંભળી છે, એટલા માટે અમે પણ સાંભળીએ છીએ. જો કે જે બુઝુર્ગોથી કવ્વાલી સાંભળવાનું સાબિત છે, એમનાથી જ કવ્વાલીની અમુક શર્તો પણ સાબિત છે, જે નીચે મુજબ છે :

૧) કવ્વાલી સંભળાવનાર વગર દાઢીનો છોકરો અને છોકરી ન હોય.

૨) કવ્વાલીની પંક્તિઓનો વિષય ગંદો અને શરીઅત વિરુદ્ધ ન હોય.





૩) કવ્વાલી સંભળાવનાર અલ્લાહ તઆલાની ખુશ્નૂદી માટે કવ્વાલી સંભળાવે અને કવ્વાલી સંભળાવી મહેનતાણું મેળવવાનો હેતુ ન હોય.

૪) કવ્વાલી સાંભળનાર બધા જ મુત્તકી-પરહેઝગાર હોય. પાપી-ગુનેહગાર અને આઝાદ પંછી અને શયતાન-નફસના ચેલાઓ અને શિષ્યો ન હોય.

૫) કવ્વાલી સાથે દફ (ઢોલ) અને સારંગી વગેરે બિલકુલ જ ન હોય.

આજની કવ્વાલીમાં સંપૂર્ણ રીતે ઉપરની શર્તો જોવા મળતી નથી, બલકે અલ્લાહ તઆલા સૌની હિફાઝત ફરમાવે, આમીન ! એટલા માટે આજકાલની કવ્વાલીઓ સાંભળવી-સંભળાવવી હરામ છે અને તેનાથી બચવું જરૂરી છે.



## મ્યૂઝિકથી બચવાનો સવાબ

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રાવી છે, આકાએ નામદાર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : કિયામતના દિવસે અલ્લાહ તઆલા ફરમાવશે : ક્યાં છે તે લોકો જેઓ (દુનિયામાં) પોતાના કાનોને અને આંખોને શયતાની મ્યૂઝિક અને તેને વગાડનારાઓને જોવાથી મહફૂઝ (સુરક્ષિત) રાખતા હતા, તેઓને બધી જમાઅતોથી



અલગ કરી દો. ફરિશ્તાઓ અલગ કરી તેઓને મુશ્કો-અંબરની ટેકરીઓ પર બેસાડશે. ત્યાર બાદ અલ્લાહ તઆલા હુકમ ફરમાવશે : તેઓની મારી પાકી અને બુઝુર્ગીના (ગીતો) સંભળાવો ! ફરિશ્તાઓ તેઓને એવા મધુર અને સુંદર અવાજોમાં અલ્લાહ તઆલાનો ઝિક્ર સંભળાવશે કે સાંભળનારે કદાપિ આવો અવાજ સાંભળ્યો નહિ હોય.

(ઈસ્લાહી બયાનાત વ રસાઈલ : ૨/૧૯૫)

ખુલાસો એ જ કે ગાયનો ગાવા-સાંભળવા-સંભળાવવાથી અને જે મહેફિલમાં ગાયનો વાગતા હોય ત્યાં જવાથી બચવું જરૂરી છે અને ગાયન ભલેને પુરુષ-સ્ત્રીથી ડાયરેક્ટ સાંભળવામાં આવે અથવા કેસેટ, રેડિયો, ટી.વી., વી.સી.આર. અને મોબાઈલના રિંગટોન દ્વારા સાંભળવામાં આવે, કોઈપણ ભોગે બચવું જરૂરી છે, જેથી સાંભળવાની આફત-બલાથી હિફાઝત થાય અને અલ્લાહ તઆલાના ઈનામ અને સવાબને પાત્ર બનીએ. અલ્લાહ તઆલાથી દિલી દુઆ છે કે તે પાક પરવરદિગાર સર્વે મુસ્લિમ બિરાદરોને બચવાની તૌફીક અતા ફરમાવે. આમીન, યા રબ્બલ આલમીન !

**રબ્બના તકબ્બલ મિન્ના ઈન્ન-ક અન્તસ્સમીઉલ અલીમ.**

✤ સમાપ્ત ✤